ૐ

# રાગ રત્ન રસ માલિકા


રચનાર

બારોટ માડનભાઈ

મેઘરાજ



પ્રકાશક.

જોશી કાલીદાસ નાનજીભાઇ.

## આ પુસ્તક મળવાનું ઠેકાણું

(૧) ઠાકોર શ્રી પ્રતાપસિંહજી જુણાજી.

કચ્છપત્રી—તાલુકા મુંદરા.

(૨) મહારાજ શ્રી રામદાસજી રામચરણદાસજી.

કચ્છ ખંભરા—અંજાર થઇને.

**તથા પ્રકાશક અને લેખક પાસેથી.**

॥ ૐ ॥

# રાગ રત્ન રસ માલિકા.


રચનાર

બારોટ માડનભાઇ મેઘરાજ.

નિવાસ બાબલેશ્વર, કચ્છ.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

જોશી કાલીદાસ નાનજીભાઈ.

ઠે. કાનજી જાદવજીનો માળો, ઢબડાગલ્લી,

માંડવી મુંબઈ ૩.

આવૃત્તિ ૧ લી, પ્રત ૧૦૦૦ સંવત ૧૯૭૯.

શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું.

ઠે. પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

મુલ્ય ૦-૧૦-૦

॥ ૐ ॥

# અર્પણ પત્રિકા !

સૌજન્ય સુધાસાગર વિદ્યાવિલાસી પરોપકારી ઉદારાત્મા સાહિત્ય, સાંગીત્યવેત્તા સદ્દગુણાલંકૃત કૃપાસાગર પરમ ઉજાગર માંગલ્યમૂર્ત્તિ મહાશય સત મહંત ગુરૂવર્યશ્રી રામદાસજી સદ્દગુરૂ રામચરણદાસજી મહારાજ !

આનંદાશ્રમ, શ્રી કચ્છ ખંભરા !

આપશ્રીનો મ્હારાપર ચિરકાળથી અપુર્વ વાત્સલ્યભાવ ઝળકી રહ્યો છે ! જેમ પુત્રની પિતા પાલના કરે તેવી રીતે આપ મ્હારાપર સ્નેહ રાખતા આવ્યા છો, રાખો છો અને રાખશો. આપ મહાત્માશ્રીની પવીત્ર પ્રશંસા લખવા હું અલ્પજ્ઞ છું. આપ દયા સાગરનો અઋણુ ન થઇ શકતાં સદૈવને માટે આશ્રિત અને આભારી છું. મ્હને યતકિંચિત જે કાંઇ જ્ઞાન થયું તે આપની કૃપાનું જ ફલ સમજું છું અને તેથી જ આ મ્હારા આરંભેલા કાર્યમા ફતેહમંદ થયો છું. આપશ્રીની અપૂર્વ કૃપાથી આકર્ષાઇ દિવાકર ત્રતે દીપમાલિકાની પેઠે આ પ્રભુ સ્મરણ ગ્રંથ "રાગ રત્ન રસ માલિકા" રૂપી પ્રભુ સ્મરણમાળા આપને સપ્રેમ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું !

લીઃ—શ્રી રામચંદ્ર પરમાત્માની કૃપાય આપની આરોગ્યતા, દીર્ઘાયુ અને અભિષ્ટાનંદ ઇચ્છનાર ચરણાંબુજ રજોપાસક !

**કવિ માડનભાઈ મેઘરાજ.**

નિ. કચ્છ બાબીયા કિંવા બાબલેશ્વર.

---

**દોહા !**

વિધ વિધ તરજ વિલાસની, રસિક રચી અભિરામ,
"રાગ રત્ન રસ માલિકા," ગ્રહણ કરો ગુરૂ રામ. ૧

# નિવેદન.



શાંત પ્રેમમય આ ઇશ્વરી મહાસાગરમાં ઓત પ્રોત છતાં પણ જેમ ભ્રમથી મહાસાગરના ઉછળતા પાણીને મોજાનું ઉપનામ આપવામાં આવે છે તેમજ ઉત્પત્તિ સ્થિતિ અને લયનાં ત્રાગડાને અધીન માની લઈ આપણે મૂર્તિમંત આનંદરૂપ ઇશ્વરથી નિરાળા પડી ગયા છીએ. સૃષ્ટિ માત્રમાં સર્વથી મહાન એકજ ઇચ્છા જોવામાં આવે છે અને તે સુખ પ્રાપ્ત કરવું એ છે. સુખ એટલેજ આનંદ; અને અનુપમેય આનંદની સ્થિતિ તેજ મોક્ષ–તેજ ઇશ્વરપણું. આનંદ એજ આપણો સ્વભાવ છે. દુઃખ આપણા સ્વભાવથી વિરૂદ્ધ છે તેથીજ દુઃખથી પીડા થાય છે.

આખી દુનિયા આનંદ મેળવવા માટે હરેક પ્રયત્નો કરે છે પરંતુ અજ્ઞાનના ભિષણ અંધકારમાં સાચો રસ્તો શોધવો મુસ્કેલ થઇ પડે છે અને ખોટે માર્ગે દોરવાઇ જઈ ચંચળ સુખાભાસ પામી આખરે દુઃખ અને દુઃખજ પામવાનું રહે છે. આપણી ભરતભૂમિના પ્રાચીન દૈવી પુરૂષોને આપણે હર પ્રાતઃકાળે પ્રેમથી પૂજીએ છીએ તેનું કારણ એજ છે કે તે પવિત્ર મહાન પુરૂષો જ્ઞાનરૂપ સૂર્યના પ્રખર તેજથી અજ્ઞાન અંધકારનો નાશ કરી સત્ય સુખનો માર્ગ કેવળ પરમાર્થ ભાવનાથી સરળ રીતે બતાવી ગયા છે. ઉચ્ચ નીચ સર્વ પ્રાણીમાત્ર તરફ સ્વાર્થ રહીત પ્રેમભાવ રાખવો અને દરેક પ્રાણીમાં ઇશ્વરી અંશ છે એમ સમજી–મનુષ્ય જાતિ તેમજ અન્ય પ્રાણીવર્ગો પ્રત્યે સાચા નિઃસ્વાર્થી મિત્રપણે વર્તન કરવું એ પ્રેમ–કર્મયોગ છે. પ્રેમની ઊંચી સ્થિતિ તે ભક્તિ; તેમજ ખરો પ્રેમ–કર્મયોગ, તેજ ભક્તિ કર્મયોગ છે.

આપણું પોતાનું દિલ નિઃસ્વાર્થી હશે તો જરૂર નિઃસ્વાર્થી મિત્રો મળશે. જેમ જેમ આપણા મિત્રો–નિઃસ્વાર્થી મિત્રો વધશે તેમ તેમ આપણો આનંદ વધશે. સર્વ જીવંત પ્રાણીઓ, જેવા કે મનુષ્યો, પશુઓ,

પક્ષીઓ અને વનસ્પતી માત્ર તરફ સ્વાર્થ દૃષ્ટિ ઓછી થશે તેમ સર્વ પ્રાણીઓ આપણા તરફ ભયને બદલે પ્રેમ રાખશે; અને જેમ ભયથી દુઃખ થાય છે તેમજ પ્રેમથી આનંદ, આનંદ મળશે. આનંદ એ ઇશ્વરી તત્વ છે. આનંદ મેળવ્યા પછી બીજું કંઇ મેળવવા જેવું રહેતું નથી.

દિલના આનંદની કેટલીક લહરીઓ આ 'રાગ રત્ન રસમાલિકા' માં યોજેલી છે.

આપણા આર્યાવર્તના આદર્શ મહાપુરૂષો શ્રી રામચંદ્ર અને શ્રી કૃષ્ણ પરમાત્માના ભવ્ય જીવનમાંના આનંદ તથા પ્રણયરસ વિહારના ઉચ્ચ પ્રસંગોની યત્કિંચિત્ તાદૃશતા સંગીતરૂપે ખડી કરેલી છે. સુમધુર રાગરાગણી, જેમકે, બાગેસરી, ભૈરવી, ભૈરવ, નાયકી, નટકેદાર, શ્યામકલ્યાણ, સોહિની, આશામયુરી, પહાડી બરવાણી, પીલુ બુંદીકોટા, રજવાડી કનરો વિગેરે પ્રથક પ્રથક ગોઠવેલ છે.

પત્રી નિવાસી ઠાકોરશ્રી પ્રતાપસિંહજી જુણાજી તરફથી આ પુસ્તકને અંગે અમુલ્ય સુચનાઓ મળેલ તે ખાતર તેઓશ્રીનો આ પ્રસંગે સહૃદય આભાર માનવામાં આવે છે. તથા સુંદર રીતે છપાવી આપવા માટે સમાજ જીવનના માનવંતા અધિપતિ શ્રીયુત નારાયણજીભાઇ ગોકળદાસ ડોસાણીનો તથા કેટલીક સુચનાઓ માટે અમારા શ્રીયુત શામજી ઉજમશી કાપડીયાનો પણ આભાર માનવાનું ભૂલી જઇ શકતો નથી. ૐ શાંતિ.

આબલેશ્વર, કચ્છ.
સં. ૧૯૭૫, જન્માષ્ટમી.

માડણભાઇ મેઘરાજ.

॥ ૐ ॥

॥ શ્રીહરિ ૐ તતસત પરમાત્મને નમઃ ॥

# શ્રી રાગ રત્નરસ માલિકા પ્રારંભ.



દોહા !

કરી મુખ સુખ દાયક સદા, ચંદ્ર મૌલી તવ તાત ?
કરજોરી વંદન કરોં, શૈલ સુતા તવ માત ! ૧
વિઘન હરન મંગલ કરન, અસરન શરન ઉદાર;
રાગ રત્નરસ માલિકા, શિવ સુત દેહુ સુધાર. ૨
ગૌર અંગ અહિ આભરણ, નીલકંઠ રૂંડ માલ;
શૈલ સુતા વામાંક મેં, ગંગજટા શશિ ભાલ. ૩
નમન કરોં જગદંબ કોં, જુગલ જોરી કેં પાન;
બાની દીજે બાલ કોં, કરોં રામગુન ગાન. ૪
મોર મુકુટ બંસી ધરન, ધનુષ ધારિ શ્રીરામ;
તાકો યશ બરનન કરોં, રામ નામ સુખ ધામ. ૫
રાગ રત્ન રસ માલિકા, નામ ગ્રંથ યહ જાન;
સાક્ષર વર્ગ સુધારિકેં, પુસ્તક કરહુ પ્રમાન. ૬
બુધ નકલંકી બ્યાસ પ્રભુ, નરહરિ વામન રૂપ;
મચ્છ કચ્છ વારાહ વપુ, રામકૃષ્ણ નર ભૂપ. ૭

—(૧)—

પદ રાગ ધનાશ્રી.

રામ કરો ભવપાર દયાળુ ગુરૂ ?
રામ કરો ભવપાર. ટેક૦

ભવજલ તારો દાસ ઊગારો,
અનુચર અરજ સ્વીકાર. દયાળુ. ૧
તારણ તરવા જન હિત કરવા,
આપ ધર્યો અવતાર. દયાળુ. ૨
આપ કૃપાળુ છો માયાળુ,
સેવકના પ્રતિપાલ. દયાળુ. ૩
જન્મ સુધારો દોષ નિવારો,
મોહન સરન તુમાર. દયાળુ. ૪

—(૨)—

રાગ ધનાશ્રીઃ—" મદતજી. એ રાગે.

---

ભજો અવધપતી સુખકારી,
જનમ મરણ ભયટારી. ભજો. ટેક૦
ભરત સત્રુહન લછમન ભ્રાતા, ખેલત ગેંદ ખરારી;
ચરણ કમલ બલિહારી. ભજો. ૧
હંસ વંશ અવતાર મનોહર, શાંમ સુરત પરવારી;
ધનુષ બાણ કરધારી. ભજો. ૨
માત કૌશલ્યા કરત આરતી, અદ્‌ભુત રૂપ નિહારી;
મોહન મોદ અપારી. ભજો. ૩

—(૩)—

આશાઃ—રક્ષા તમે કરજો એ રાગે.

---

કૃપા તમે કરજો સુંદર ઘનશ્યામ. ટેક૦
દરશન કરવા શંકટ હરવા,
જીવનના વિસરામ. કૃપા તમે. ૧

ભવદુખ ટારી દુષ્ટ વિદારી;
આપ્યું અખંડ નિજધામ. કૃપા તમે. ૨
ચક્રહુ ધારી સંત સુધારી;
મોહન આતમ રામ. કૃપા તમે. ૩

—(૪)—

ભૈરવી "બીક નથી એ રાગે."

---

સ્યામ સુંદર છબી સોહની. ટેક૦
મનહર બંશી તાન મિલાવત,
આરોહની અવરોહની રે. સ્યામ. ૧
પાટ પીતાંબર અંગ બિરાજે,
ભાવ ભેદક ભલ ભ્રોંહની રે. સ્યામ. ૨
જમુના આરે ગૌધેંન ચારે;
મોહન છબી મન મોહની રે. સ્યામ. ૩

—(૫)—

ધનાશ્રી "શું કહુ કથની એ રાગે."

---

મનમોહન માન નિવારી, દરશન દો સુખકારી. પ્રા૦
મેં તો આશ તમારી ધારી, દરશન દો સુખકારી. ટેક૦
તન મન ધનથી દાસી તમારી, સરણે લ્યો ગિરધારી;
દોષ નિવારી મેર વધારી, કિંકરી હું છું તમારી. પ્રાન૦ ૧
પ્રાણ સનેહી જીવન મારા, નાથ છો ચસ્મુના તારા;
દયા કરીને દીન ઉગારી, ચરણુમા રાખો ખરારી. પ્રાન૦ ૨
રાસ રમાડી આશા પૂરો, આશ્રય એક તમારો;
મોહન માલિક અરજી સ્વિકારો, પૂરો આશ અમારી. પ્રાન૦ ૩

—(૬)—

આશા " ભવસાગર એ રાગે. "

---

જનમ સુફલ કરવા, સ્તવન કર. ટેક૦
નામ જપીલે નિત્ય હરીનો, ભવસાગર તરવા. સ્તવન૦ ૧
કામ ક્રોધ મદ મોહ તજીનેં, ફોગટ નહી ફરવા. સ્તવન૦ ૨
સંત સમાગમ કરનિશિ વાસર, માડન મન ધરવા. સ્તવન૦ ૩

—(૭)—

રાસ વિનોદી " આંગણા હોય રે એ રાગે. "

---

આલી રાસ રચ્યો રે સોહામણો,
મળવો બન્યો મોહનનો. ટોડ૦

સાખી.

સરદ પૂનમની રાતડી, મનહરની સુખ મૂલ;
બંસી બાલા સાંભરી, ઉર આનંદ અનુકૂલ,
દરશન કરી પ્રીતમનો. આલી. ૧

સાખી.

બિંદ્રા બનની કુંજમા, રચીઓ રાસ વિલાસ;
મોદ ઉમંગ્યો મનવિષે, પ્રીતમ પૂરી આશ.
દહાડો આજે આનંદનો. આલી. ૨
માડન સહુ મહિલા મળી, પામી પરમાનંદ;
મન ઇચ્છિત સુખ માણતી, મળીઆ નંદનનંદ;
પ્રેમ વાધ્યો પૂરવનો. આલી. ૩

—(૮)—

કવાલી.

અહો મસ્તાન મન મારા, ભજન કર ભાવથી પ્યારા.
અમુલખ વખ્ત આ જાયે, જાહ કરતું જદુરાયે. ટેક૦
અચાનક પ્રાન આ જાશે, કુટંબી દૂર સહુ થાશે;
કટી દોરો લઈ લેશે, મસાણે જઈ ફૂકી દેશે. ૧
કરી સતસંગતી સારી, ભજીલે કૃષ્ણ મોરારી;
નકામી જિંદગી ખોઇ, રહ્યો માડન વૃથા મોઈ. ૨

—(૯)—

ધનાશ્રી "માલકને રાખવા રાજી."

---

મદ તજી ભજો રઘુરાઇ ? જેથી મળે મોક્ષ સુખદાઈ. ટેક૦
અવધ વિહારી, છો સુખકારી,
અસુર બિહારી, ભગત ઓધારી;
મન તજી દઇ કુટીલાઇ. મદ તજી. ૧
અજામેલ ગજગનીકા તારી,
ભક્ત વત્સલ્યતા જુવો વિચારી;
તારી મીરા બાઇ. મદ તજી. ૨
માડન સતગુરૂ સરણ ગ્રહીને,
તન મન ધન અર્પન કર જઇને;
તો વૃથા જન્મ નહી જાઈ. મદ તજી. ૩

—(૧૦)—

આશા "તરનતારન."

---

ચંદ્ર શેખર તું ઉદાર મનોહર.

કષ્ઠ હરન, સુખ કરન
ભરન પોષન, તારન તરન
ભક્ત આધારન કરત પાર. ચંદ્ર શેષર. ૧
જલ સ્થળ વાસી, વેશ ઉદાશી;
માડન સહુની પ્રભુ કરો છો સંભાર. ચંદ્ર૦ ૨

—(૧૧)—

ભૈરવી "કાદંબરી મહાશ્વેતા."

---

દશરથ નંદન, અસુ નિકંદન;
ભવ દુખ ભંજન ભયહારી,
નામ નિરંતર, જપો હરીનું;
દુઃખ જાય સહુ ટળી ટળી. દશ. ટેક૦

સાખી.

રામ રામ સુમિરણુ કરો, મનકર્મ વચન વિચાર;
ચાર પદારથ પામશો, નામ તણો આધાર. દશરથ. ૧

સાખી.

માંડન મન વિચારીને, ભજવા શ્રી ભગવાન;
દયા કરીને તારશે, આવી પદ નિરવાન.
કામ ક્રોધ મદ મોહ તજીને, રટન કરો નિત હરી હરી
જન્મ જન્મના દુઃખ ભયંકર, પલમા જાયે બલી બલી. દ. ૨

—(૧૨)—

આશા "અંતરના આધાર."

---

પ્રાન જીવન મમ પ્રાન આધારો,
કષ્ટ હરો પ્રભુ બિરદ સંભારો. પ્રાન. ટેક૦

દાસી તિહારી દિલ દુખી ભારી;
ભવજલ તારી, લીયોને ઉગારી,
ચૂક સુધારી પ્રભુ અરજી સ્વીકારો. મમ પ્રાન. ૧
અધમ ઓધારી, અહલ્યા તારી;
નખ વધારી દુષ્ટ વિદારી;
દોષ નીવારન કાજ સુધારો. મમ પ્રાન. ૨
કુંજ વિહારી, ગિરવરધારી;
કંસ પછારી, નાગ નિકારી;
જાચત માંડન ચરન તિહારો. મમ પ્રાન. ૩

—( ૧૩ )—

ભૈરવી " મારા મનના મનોરથ "

મ્હારા મનના મોહન રસીયા રે,
મ્હારા તનના તાપો નસીયા. હો. મારા. ટેક.
નામ તમારૂં, મન હરનારૂ, જન્મ સફલ કરનારૂં;
મ્હારા હૃદય કમલમાં વસીયા રે. મારા. ૧
દોષ અમારા દુર કરીને, ભવજલ જઇએ તરીને;
કે માડન જગ નવ ફસીયા રે. મારા. ૨

—( ૧૪ )—

કાલિંગડો.

ચાહોં મિત્ર મિલન પ્યારી, મેરી અરજી સ્વીકારી. ટેક.
મેરે પ્રાનજીવન જદુરાઇ, છુપે કપટ કરી ચતુરાઇ;
મેંતો બન બન ફિર હા........રી. ચાહોં. ૧
કબ શ્યામ મિલે સુખ દાઇ, કરોં યાદ સખીમેં કનાઈ;

પૂરો આશ પુરા.......રી. ચાહોં. ૨
સખી વિરહા સુની વિહારી, હિયે માડન દરશ મુરારી;
કૃષ્ણુ મિલે સુખકારી. ચાહોં. ૩

—( ૧૫ )—
માલકોષ પીલુ.

ઝુલત ઝુલે ગિરિવર ધા........રી. ટેક૦
જાય ચંબેલી મનહર કયારી,
ભંમર કરત ગુંજા........રી. ઝુલત. ૧
મૈયુર મનોહર કરત ઉચ્ચારી,
કોકિલ રવ અતી પ્યા........રી. ઝુલત. ૨
ઘન ગરજત ચપલા ચમકેરી;
બરસત જળ સુખકા........રી. ઝુલત. ૩
માડન માલિક બિરદ સંભારી;
ચરન કમલ પર વા........રી. ઝુલત. ૪

—( ૧૬ )—
રાગ આશા " વિનોદી "

પ્યારે પ્રાણુ જીવન ચિત ચોર;
ઝુલાવોં તુમકોં નંદકે કિસોર. ટેક૦
રસીક રસીલે મન બશ કીનો;
આશ લગી તવ દરશન ઓર. પ્યારે. ૧

સાખી.

બિંદ્રાવનકી કુંજમેં, જીવન કરત ઝકોર;
મનહર સુરત મન બસી, માડન કે શિર મોર. પ્યારે. ૨

—( ૧૭ )—

## રાગ સોયેનીા

અરજી મ્હારી, સ્વામી સ્વીકારી;
લેજો ત્હારી, ભવ દુઃખ વારી. ટેક૦
દાસી તમારી, છું દુઃખીઆરી;
લ્યો ઉરધારી, અવધ વિહારી. અરજી. ૧
નાથ પધારી, આવો અવારી;
માડન તારી, લ્યો બલેહારી. અરજી. ૨

—( ૧૮ )—

## પદ રાગ પરજ રાસ.

બલીહારી હરી ગુરૂ સંતની રે.
સુખ દાયક મહીમા મહંતની રે. ટેક૦
સદા રામ ગુરૂ સુખ ધામ છે રે;
મંગલ મુરતી ઉદાર અભિરામ છે રે. ૧
મ્હારે માથે સમરથ ગુરૂ રામ છે રે;
અન્ય લોકો સાથે શુ કામ છે રે. ૨
કલી કાલ સાગર મહા ક્રુર છે રે;
તેમા રામગુરૂ હાજરા હજુર છે રે. ૩
સતસંગથી આનંદ સુખ થાય છે રે;
જન્મો જન્મના પ્રાયશ્ચિત જાય છે રે. ૪
રામ ગુરૂ માંડન ગુણ ગાય છે રે;
મન વંછિત નિત સુખ થાય છે રે. ૫

—( ૧૯ )—

રાગ કેદારા.

મન રટતું અવધ વિહારી ટેક૦
દશરથ નંદન જનમન રંજન;
ભવદુઃખ ભંજન, દુષ્ટ નિકંદન
માહન જન સુખ કારી. મન રટતું. ૧

—( ૨૦ )—

રાગ સારંગ " અજબ બની છે.

રામ ગુરૂ બલીહારી તિહારી
રાખો શરણુ પ્રભુ બિરદ સંભારી. ટેક૦
સ્વામી સ્નેહી પર ઉપકારી;
વંછિત ફળને આપો બ્રદ ધારી;
અસરણુ સરણુ પ્રભુ આશ તમારી. રામ. ૧
અનુચર માહન દાસ તમારો;
ભવ સાગરથી પાર ઉતારો;
દયાસિંધુ દોષ મ્હારા દીયો ને હો ટારી. રામ. ૨

—( ૨૧ )—

નાયકી કનરો " મંદમંદ "

ચંદ્ર વદન મન હરન પ્યારી;
પુજન ચાલી ત્રપુરા..........રી, ટેક૦
આશુતોષ અરજ મ્હારી;
શ્રવણે ધરો સુખ કા..........રી. ચંદ્ર. ૧

ઈચ્છિત ફૂલને આપો કૃપાળુ;
અરજી અમારી સ્વીકા............રી ચંદ્ર. ૨
મોહન બાલા અરજ કરે છે;
આશ પૂરણુ અસુરા............રી. ચંદ્ર. ૩

—( ૨૨ )—

રાગ કલ્યાન.

---

જપ મન પ્રણુવ ઉચ્ચાર,
ચાર પદારથ તા સુ મિલત હે;
અરથ ધરમ મોક્ષ દ્વાર. ટેક૦
જનમ મરણુ દુઃખ તાસુ ટરત હે;
મોહન અખંડ ઉચ્ચાર જપ મન. ૧

—( ૨૩ )—

રાગ સારંગ.

---

કાન કુંવરને મળવું સખી ! કાન કુંવરને મળવું;
ઘર કામ ગમે નહી કરવું. સખી. ટેક૦
મિત્ર મોહન ને મિલવા માટે, કોની ઓથે જાવું;
સખી સાહેલી સંગ લઇને, મોહન પ્રભુને છળવું. સખી. ૧

—( ૨૪ )—

રાગ નટ કેદાર.

---

ઘન ઘોર ગુમંડ ઘન ગરજતવા;
ગરજત વા મન હરશત વા. ટેક૦
ઝુલત ઝુલે કાન કુંવરવા;

દરશ પરશ ઉર આનંદવા,
ચાહત મોહન ચરનવા. ધન. ૧

—(૨૫)

રાગ સારંગ ખ્યાલ.

---

તવ ધન્ય યશોદા માત,
પાય તનય બડ પુન્ય પ્રતાપે;
બલભદ્ર કેરે ભ્રાત. ટેક૦
ગ્વાલ બાલ સંગ હિલમિલ ગાવત,
માંડન યમુના ઘાટ;
બંસી બજાવત સુર ભર ગાવત,
રાગની રાગ જમાત. તવ. ૧

—(૨૬)—

રાગ વસંતી રાસ.

---

સૈયર ચાલો રમીએં ઉમંગે,
આનંદ લઇએ ઉછંગે. ટેક૦

સાખી.

દેવી મંદિર સંચરી, મનહર રમવા રાસ,
વિધુ વદની મિલી પ્રેમથી, રમતી રાસ વિલાસ;
રમે બાલા સૌ પ્રેમ પ્રસંગે. સૈયર. ૧

સાખી.

મન વંછિત ફલ પામિને, બાલા પરમ ઉછાહ,
ચંદ્ર વદન ચતુરા મળી, રાસ રમે ચિત ચાહ;
ગાઇએ ગરબા હો આલિ રસ રંગે. સૈયર. ૨

સાખી.

માડન મન વંછિત ફલ્યા, આલી ઉમંગ અપાર,
દર્શ પર્સ આનંદ લઇ, આવી નિજ આગાર;
સહુ આનંદ પામી અંગે. સૈયર. ૩

—(૨૭)—

માલકોશ પીલુ.

---

ભજ મન રામ ગુરૂ સુખ કા........રી. ટેક૦
ભવ ભય ભંજન બિરદ તમારો,
અનુચર પ્રભુ લ્યો તા............રી. ભજ. ૧
આશ્રિત જનનેં અભય કરો છો,
આવું બિરદ વિચા...........રી. ભજ. ૨
અનુચર માડન અરજ કરે છે.
ચૂક ક્ષમા કરો મ્હા...........રી. ભજ. ૩

—(૨૮)—

રાગ દેશ મલાર.

---

સખીરી મોએ નીંદ ન આવે,
પિયા બિન જીઆ ગભરાવે. ટેક૦
પ્રાણુ જીવનકું કોઇ મિલાવે,
જનમ જનમ વાંકો ગુન ગાવે;
દરશ પરશ સુખ પાવે. સખીરી. ૧
ઓર સખી સબ હિલ મિલ ગાવે,
સ્યામા કી સબ બાત સુનાવે;
પ્રેમ પદારથ પાવે. સખીરી. ૨

માંડન મિત્ર મિલાવન હારે,
કૃષ્ણ કૃષ્ણ કહી મન લલચાવે;
હમકાં બિરહ સતાવે. સખીરી. ૩

—(૨૯)—

ભૈરવી "જાગો જાગો"

પ્યારા મ્હારા ચતુર સુજાન,
મુરછા ત્યાગો જીવન પ્રાન. ટેક૦
લછમન જાગો જીવન મારા, પ્રાણ તણા આધાર;
જાઉ અયોધ્યા પુછશે માતુ, કુશળ પ્રાણાધાર. પ્યારા. ૨
આગળથી જો જાણુ આવું, વચન ન માનત વીર,
માડન પ્રભુ સોચ કરે છે, લાગ્યું હૃદયમા તીર. પ્યારા. ૩

—(૩૦)—

રાગ પહાડી.

જાના ખલક છોડી, નહી સ્થિર કો રહેના. ટેક૦
ભજીલે ભાવસોં પ્યારે, હરીકા નામ લેના,
વિષયમેં કયોં ફસાયે, મન માન એ કેના. ૧
મહેફલ તજી જાના, મિલોના ફેર કબ હોના,
સમજ માડન ગુરૂ સાના, પદ મોક્ષકા પાના. ૨

—(૩૧)—

રાગ સહર.

કરી લે ગુજારા, દિન ચારકા નિવેરા. ટેક૦
નહી હે કોહુ તેરા, તજીદે માન મન મેરા,

બની કયોં દ્રવ્ય ચેરા, નહી નાથ કું હેરા. ૧
અનોપમ પાય યહ વેરા, સરન તું લે ગુરૂ કેરા,
કરીલે સંત સેવા, માડન મિટે ફેરા. ૨

—(૩૨)—

રાગ સહર.

---

અરે તું ખોલ નેના, કયોં નિંદમેં ઘેરાના. ટેક૦
સમજ કેં દેખ તું રચાના, તજી દે મોહ મદ માના,
કરે કયોં ગુમાના, દિન ચારકા રેના. ૧
કરી કેં કોલ તું આયા, પ્રભુકા નામ બિશરાયા,
વ્રથા તેં જન્મ પાયા, માહન નિરખ નેના. ૨

—(૩૩)—

પદ રાગ સહર.

---

અમુલખ બક્ષ પાયો, મન મોજમેં ગુમાયો. ટેક૦
કરી તેં કુર વેપારી, પ્રભુમેં પ્રીતના ધારી,
વ્રથાતેં દેહ પાયો, મદમોહમેં ભુલાયો. ૧
સમજ નિજ આતમા ભાઈ, તજી દે ક્રોધ કુટીલાઈ,
કરી માડન મન ભાયો, રંગ રૂપમેં ફસાયો. ૨

—(૩૪)—

ધન્યાશ્રી. "દેવી."

---

સંત સરન સુખ, હરન મરન દુઃખ,
પાર ઉતારન, કષ્ટ નિકંદન. ટેક૦
રામ મિલાવન, ભવ જલ તારન,

જન્મ સુધારન, દોષ નિવારન. ૧
જનમ મરન દુ:ખ, કરત વિદારન,
રામ ચરન રજ, શોક નશાવન. ૨
હરી ગુરૂ સજ્જન, મહા દુખ ભંજન,
અનુચર મોહન, રામ સરન. ૩

—(૩૫)—

રાગ ભૈરવી "બૌતેરા"

---

મન બશ કીનોં વે કાનરવા,
બંસી બજાવત સુર ભર ગાવત;
શ્યામ સુંદર મન ભાયો રે. ટેક૦

સાખી.

મધુ બનકી શોભા બની દિલ રંજ ન સુખ રાસ,
જાયે ચંબેલી માલતી, મન હરની ચૌપાસ. મ. ૧

સાખી.

સંગ સખા રસ બસ બને, ખેલે રાસ નવીન;
મોહન ઉમગ્યો મોદ ઉર, દીને દરશ પ્રવીન. મ. ૨

—( ૩૬ )—

પદ આશા "હું ભજન કરીશ"

---

મન સરન લે તુ ગુરૂનું સદા.......પ્રીતે........ટેક૦
આશા ત્રસના દુર કરીને, સંત ચરણુમાં રૈવું અરે;
મન સરન લે ગુરૂનું સદા...........પ્રીતે........ ૧
સમજ મન તું શીખ મ્હારી, ધ્યાનમા તું લે ધરી;
ભવ વારધીથી પાર થાવા, હોયે ઈચ્છા તાહરી;

કર ભજન હરીગુરૂ સંતનું, તો જાય ભવસિંધુ તરી;
મદ માન માડન તજી ભજ હરી જનમ નાવે આ ફરી. ૨

—( ૩૭ )—

પદ ધન્યાશ્રી.

---

સમજ ગુરૂની સાન મુરખ મન. ટેક.
ગુરૂ કૃપાયેં મોક્ષ મળે છે, સત્ય વચન તું માન. ૧
સંત ચરણ રજ ધારી હૃદામાં, અહનિશ ઉર ધર ધ્યાન ૨
કામ ક્રોધ મદ મોહ તજીને, ભાવે ભજો ભગવાન ૩
ગુરૂ કૃપાયે માડન કેછે, તજો જાતિ અભિમાન. ૪

—( ૩૮ )—

માલકોશ

---

રામ રટન કર મન મેરા, પુનરપી જન્મ મિટે ફેરા. ટેક૦
નામ જપા પ્રહલાદે પ્રીતે, જન્મ સુધારકે ભય ભવ પારા ૧
બખ્ત અનોપમ યહ પાયા, આયે ઘડી યહ તરનેકી વેરા ૨
માડન રામગુરૂ બલેહારી, કષ્ટ નિવારન જન કેરા. ૩

—( ૩૯ )—

કવાલી.

---

અરે મસ્તાન મન મેરા, તજીદે માન તન કેરા;
અમુલખ પાય યહ બેરા, કરી લે નામસે નેરા. ટેક૦
અચાનક વખ્ત યહ આયા, ગુરૂકા નામ ના ગાયા,
તરૂણી તંનમેં મોયા જમારા તેં વૃથા ખોયા. ૧
જુવાની રંગમેં રાતા, સુની નહી સંતકી બાતાં,

બની તું મદમેં માતા, જિને નહી માતને તાતા. ૨
જબે જમ આયગા ભાઈ, ડારકેં કંઠ મેં પાઇ,
નહી માડન મદદ કોઈ, ચલેગા સર્વ તું ખોઈ. ૩

—(૪૦)—

કવાલી "દિલપેં દાગ દેના"

મન દેખલે દીવાના, ધરતું ગુરૂ ધ્યાના. ટેક૦
ભજી લે કૃષ્ણુ મોરારી, જનમકોં લે સુધારી,
મિલેના ફેર યહ ટાના, ધરતું ગુરૂ જ્ઞાના. ૧
તજી દે જુઠ વેપારી, કરી લે સંતસોં યારી,
તજીકે માન અપમાના, ધરો માડન ગુરૂ ધ્યાના. ૨

—(૪૧)—

ભૈરવી "હવે તો જો જરા જાગી."

ભજી લે દેવ મોરારી, તજી દે માન દુઃખકારી, ટેક૦
બની તું મસ્ત માયા મેં, લગા ચિત જુવતી જાયામેં ૧
સરન ગુરૂ દેવકો ધારી, ભજી લે કૃષ્ણુ સુખકારી. ૨
મનુષ્યા દેહ યહ પાયા, વૃથા માડન બહી જાય. ૩

—(૪૨)

ધન્યાશ્રી "શું કહું કથની"

સંત ઓધારન કારન રામ અવધ જનમ સુખકારી,
ભક્ત આધીન ખરારી. રામ. ટેક૦
વિશ્વામિત્ર કે યજ્ઞ સુધારન, તાડકા આપ વિદારી,
રાક્ષસ મારી દુષ્ટ નિવારી, અહલ્યા લીન ઉગારી. રામ.

અવધ જનમ સુખકારી. ૧
ધનુષ તોરી જાનકી વ્યાહી, મોહન હોત વધાઈ;
રાવણ આદી ઓ બલકારી, ગર્વ હર્યો અસુરારી. રામ. ૨

—(૪૩)—

પદ રાગ દેશ.

ધન્ય દશરથ નૃપરાઇ, જીન રામચંદ્ર સુત પાઇ. ટેક૦
ધન્ય અયોધ્યા ભાગ તિહારો, જહા વિચરત ચારોં ભાઈ;
ખેલત ગેંદ સબે હિલ મિલકે, આનંદ ઉર ન સમાઈ. ધન્ય ૧
ઉતર દિશીશેં આઈ સરજુ, અવધ સમીપ બહાઈ;
મોહન વામેં સ્નાન કરત હે, જન્મ મરણ મિટ જાઈ. ધન્ય ૨

—( ૪૪ )—

રાગ મલાર "ખ્યાલ"

આજ સખી બીંદ્રાબન મોહન
ધેન ચરાવે કાનરવા. આ. ધેન ચરાવે. ટેક૦
બેંન બજાવત નટવર નાગર, સંગ ગ્વાલ સબ ગાવે;
રંગ જમાવત સુદ ઉપજાવત, બાઢત અંતર આનંદવા. આ. ૧
દાદુર મોર કોયલીઆ બોલે, મોહન બન ચહુ ઓરા;
જાય ચંપા ગુલાબ મનોહર, ફુલ રહે કોલરવા. આ. આ. ૨

—( ૪૫ )—

રાગ દરબારી.

મન મોહન પ્રેમ વિલાસી.
બેન બજાવત ગૌ ધેન ચારત, કનકુવર ઘટ વાસી. ટેક૦

ધન્ય બીંદ્રાબન ભાગ તિહારો, માહન બસત બિલાસી;
ગોરસ બેચન ચલી ગોવાલન, દરશન તેં અવિનાશી. ધન. ૧

—( ૪૬ )—

નાયેકી કેસનઃ

મોર મુકુટ સિર સુંદર રાજે, પીતાંબર તન ધારી;
કંસારી પુતના મારી, ગજ ગનીકા પ્રભુ તારી. ૧
સંખાસુરકોં આપ વિદારી, શોક નિવારી સુખચારી;
મોર મુકુટ સિર સુંદર રાજે. ૨
અનુચર માહન દોષ નિવારી, જનમ મરણુ દીઓ ટારી;
મોર મુકુટ સિર સુંદર રાજે. ૩

—( ૪૭ )—

કાફી "દેવી આનંદ"

આજ સખી મન મોહન પ્યારો, ધેન ચરાવત નંદ દુલારો. ટેક૦
બીંન બજાવત સુરભર ગાવત, રાગ જમાવત કાનર કારો. ૧
સપ્ત સ્વરનકો ભેદ બતાઈ, ગાવત રાગની રાગ કેદારો. ૨
ભક્ત ઓધારન ભવજલ તારન, અનુચર માહનદાસ તિહારો. ૩

—( ૪૮ )—

કૌસિક કનરો.

છાંડો છાંડો હાં-હાં-રે છાંડો છાં-ડો, સુંદર ઘનશ્યામ હો.
તુમ કબકે બને હો દાની, હાં.-હાં.-રે તુમ ટેક૦
હમ બ્રજ બાલા બાલ કુમારી, આર કરત હો આય હમારી.
માહન ઘોં ગીન દાનહી, હમ દેખી તુમારી નાદાની;
હાં.-હાં.-રે તુમ. ૨

—( ૪૯ )—

## કાફી—ગુલાબી.

તજી દે માન મન મેરા, અમુલખ જાત યહ વેરા;
ભજીલે નંદ દુલારા, બચો યહ જાત સંસારા. ૧
બની તું અંધ માયામે, છકી રયો રંગ છાયામે;
લગો નહી ચિત્ત માલામેં, વ્રથા તેં જિંદગી ધારી. ૨
અનોપમ દેહ યહપાઇ, ભજીલે બ્રહ્મ સુખદાઇ;
તજી મોહન કુટીલાઇ, સરન લે સંતકા પ્યારા. ૩

—(૫૦)—

## કવ્વાલી " વિવેકી વિશાલ "

અહો નંદલાલ કરી બીહાલ,
તજી બ્રજબાલ દુઃખીઆરી;
અહો મમ શ્યામ પૂરણ કામ,
હો સુખ ધામ અંતર રામ. ટેક૦

સાખી.

મેં દુખીઆરી નાથજી, સ્વામી લ્યો સંભાળ;
દુઃખ નિવારો દીનના, લીઓ શરણમાં લાલ.
મોહન કરો વાર, અહો કિરતાર;
ભવ જલપાર, ઉગારો નાર. અહો ૧

—(૫૧)—

## સરસ્વતી આશા " આવા કામ "

જય કામારી, અરજી સ્વીકારી;

ભવજલ તારી, લ્યોને ઉગારી. ટેક૦
ભાંલ સુધાકર વ્યાલ અલંકૃત;
ગંગ જટા શિર ગરજત ધારી. જય ૧
ગૌર મનોહર રૂપ અનુપમ;
સંગ સુશોભિત શૈલ કુમારી. જય ૨
વેશ અમંગલ મંગલકારી;
મોહન આયે શરન તુમારી. જય ૩

—(૫૨)—

પદ કાફી હોરી વસંતી.

---

આજ સખી મન મોહન પ્યારે,
ખેલત હોરી નંદ કુમારે. ટેક૦
ખેલત ફાગ પરસ્પર સુંદર, મોહન પ્રાન હમારે;
આનંદ છાઇ રહ્યો સબ વ્રજમે, કયા બરનો બિસ્તારે;
યહ સુખ અપરંમપારે. આજ ૧
આજ ન જૈયો જલ જમુનાકો, કરત કાન ઝકઝોરી;
મોહન મોહન ગાગર ફોરત, બૈયા દેત મરોરી;
રંગ જમ્યો જમુનાકે કિનારો. આજ ૨

—( ૫૩ )—

આશા પીરોજી ચટક " ભજન કર "

---

જનમ સુફલ કરવા, રટન કર " ૨ " ટેક૦
સંત સરન સુખ દુઃખ નિવારન,
તાપ ત્રિવિધ ટરવા. રટન કર ૧
જન મન રંજન ભવ દુઃખ ભંજન;

ભક્તિ આનંદ ભરવા. રટન કર ૨

રામગુરૂ નિત રાખો રંગેથી;

મોહન એ પરવા. રટન કર ૩

—(૫૪)—

સોયની.

---

ગૌ હિત કારી, જન્મ મોરારી;

ભકત ઓધારી, ભવજલ તારી. ટેક૦

કુંજ વિહારી, ગિરિવર ધારી;

કંસ પછારી, દાસ ઉગારી. ગૌ. ૧

પંડવ નારી, ચીર વધારી;

જન સુખકારી, અરજી સ્વીકારી. ગૌ. ૨

નાગ ઓધારી, ગ્રુડ વિહારી.

બિરદ સંભારી, શ્રી વનમાલી. ગૌ. ૩

સરન તિહારી, દોષ નિવારી;

મોહન સુધારી, લ્યો જાઉં વારી. ગૌ. ૫

—(૫૫)—

આશા મધુરી રંગની. "જુલાવો."

---

કાન કુંવર શીર મોર, હમારે પ્યારે;

ભયે કયોં કઠોર, પ્યારે. ટેક૦

સઘન ઘટા ઘંન ચપલા ચમકત,

કીટ મુકુટ ચિતચોર. પ્યારે. ૧

સાખી.

આન કીયો મેં માનુની, તજી ગયે ચિત ચોર;

હરશ હયા કર દીજીએ, માહન નંદ કિશોર.
પ્યારે કાન કુંવર ૨

—(૫૬)—

## રાગ ભૈરવ.

મન મોહન પ્રાન હમારે, હરશ તિહારે;
જન્મ સુધારે, સંકટ કાટન હારે. ટેક૦
મોર મુકુટ સીર સુંદર છાજે, પીત પીતાંબર રાજે;
બેન બજાવત રાગ જમાવત, રાગની રૂપ ઉચારે. પ્યારે ૧
જમુના આરે ગૌધેન ચારે, નંદ કુંવર મત વાલે;
ગ્વાલ બાલ સંગ હિલમિલ ખેલત, માહન મન હરનારે. પ્યારે ૨

—(૫૭)—

## રાગ ભૈરવી " કિશોરી "

સ્યામ સુંદર પર જાઉં બલીહારી. અને હાં.–હાં. ટેક૦
મોહની સુરત મન હરનારી,ચરન કમલપર જાઉં વારી વારીઅને. ૧
મંગલકારી મદન મોરારી;
પીત વસન ચિત હરત હમારી. અને હાં–હાં. શ્યામ. ૨
ભ્રકુટી વિશાલ અધર અરૂનારી;
કેશર તિલક નિરખી ગિરધારી. અને હા.–હા. શ્યામ. ૩
રામ ગુરૂ મમ દોષ નિવારી;
માહન આયે સરન તિહારી, અને હાં–હાં. શ્યામ. ૪

—(૫૮)—

## આશા " હરીભજ. "

તજી દે માન મતવારા, ભજીલે સંત જન પ્યારા. ટેક૦

હરીગુરૂ સંત સુખકારી, ઉતારે નાવ ભવ પારી;
પિતા જ્યોં પુત્ર ઉર ધારી, ઉગારી લે બંશીવારા. ૧
બની તું મસ્ત માયામેં,ઘુમંડી રંગ કાયામેં;
જનેતા તાત જાયામેં, સમજ મન સ્વપ્ન તંસારા. ૨
અમુલખ દેહ યહ આઈ, માડન મહા પુન્યસેં પાઈ;
રામ ગુરૂ નામ લે ગાઈ, પલકમેં હોયગા પારા. ૩

—(૫૯)—

વિનોદી આશા "જુવો અજબ"

---

જુવો જનમ મરન દુઃખ સંત મિટાવે. ટેક૦
માન તજીનેં ભજ શ્રી હરીને;
ધ્યાન ધરીને પ્રણુ એ કરીને
કરૂણા કરીને પ્રભુ બાલ બચાયે. જુવો ૧
માડન ઉગારે, ભવજલ તારે,
દોષ નિવારે, જન રખવારે;
ભકત વત્સલ્ય ભગવાન કહાવે. જુવો ૨

—(૬૦)—

કિશોરી કનરો 'કોઇ અજબ ભેદ,"

---

મન સંત ચરણુ ચિત ધારોરે, શોક નિવારો.
પીયો પ્રેમ સુધારસ પ્યારોરે, શોક નિવારો. ટેક૦
તજ કામ ક્રોધ મદ ભાંઇ, કર સંત ચરણુ સેવકાઈ
ભજ સ્યામ સુંદર મતવારોરે. શોક નિવારો. ૧
ધર દયા માડન મન માંઇ, કર રામ ભજન સુખદાઈ
મિલ જાવે મોક્ષ દુવારો રે. શોક નિવારો. ૨

—(૬૧)—

માલકોશ " છે અજબ કૃત્તિ "

છે અવધ પતિ સુખકારી " બેવાર "
કષ્ટ નિવારી, સંત સુધારી ખાવિંદ ખલક ખરારી.
છે અવધ પતિ સુખકારી, ટેક.
દુષ્ટ નિકંદન દશરથ નંદન, અખીલેશ્વર અવતારી;
જનક સભા શિવ ચાંપ ચડાવ્યો, મહિપત માન ઉતારી.
છે અવધ પતિ સુખકારી
યજ્ઞ રક્ષા કરી ગૌતમ ત્રિયા તારી અઘભરી;
અદભુત રચના જગ ઉધારણુ વિવિધ રીતે વિસ્તરી
છે અવધ પતિ સુખકારી. ૨

—(૬૨)—

સીંદારીઓ કનરો

આલી આય બસ્યો ઉર કુંવર કનાઈ
દરશન કો લગી આશ દુલારી. ટેક.
મનહર લીનોં મોહન પ્યારો;
કેશવ કુંજ વિહારી. આલી ૧
બેન બજાવત મોર મુકુટ શિર
શોભિત માડન મદન મુરારી. આલી ૨

—(૬૩)

સારંગ " ચોતાલ "

બિંદ્રા બનમોદ છાયો, ઉપજ ઉમંગ અંગ;

સમીર સુગંધી વ.ય, આનંદ ઉપાયરી. બિં ૧
ફુલ નકી બ્હાર છાઇ, ભ્રમર લોભાઇ આઈ
લલીત વસંત પાઇ, મોર સોર ભાયરી. બિં ૨
નંદકો કુવર પ્યારો, જીવન આધાર મેરો;
બંસીકો ધરનહારો, કુંજ બનરાયરી. બિં ૩
સુર ભર ગાવે શ્યામ, ભુલી વ્રજ બામ કામ;
માડન જીવન પ્રાન, ગ્વાલ સંગ ગાયરી. બિં ૪

—(૬૪)—

ધનાશ્રી—ચોતાલ

---

સુમરન નિત તેરો, ઓર ન આધાર મેરો;
નંદકો કુમાર પ્યારો, સંકટ નીવારોરી. સુ. ૧
ગજેંદ્ર કો દુખ ટાર્યો, ગરૂડ કો સંગ છાંડયો;
ઝુંડુ કોં વિહારી આપ, દીનકો ઉગાંરોરી. સુ. ૨
પ્રહલાદકી વાર આય, ભક્ત કાજ રાજ ધાય;
દાસ કે ઓધારવેકો, જન્મ વ્રજ ધારોરી. સુ. ૩
નંદજી કે પ્યારે લાલ, સંગમેં બિરાજે ગ્વાલ;
માડન બચાવે બાલ, આશરો તિહારોરી. સુ. ૪

—( ૬૫ )—

આશા “ તરણુ તારણુ ”

---

આશા પુરણુ કરનારી જગ દંબે
ભીડ ભંજની કરવાર
મંગલકર સંકટ હર ત્રિશુલધર
દુષ્ટ વિદારન હા.......રી રે આશા ૧

માતુ માયાળુ આનંદકારી મોહન વંછિત.
આવો તતકાલ. આસ પુરણુ. ૨

—(૫૬)—

## કાલીંગડો-મરેઠી સાખી

અધમ ઓધારન નામ તમારે,
ભકત વત્સલ્ય ભય હારી.
અજામેલ ગજ ગનિકા તારન
ભક્ત પ્રલાદ ઓધારી, દઇ સંકટ ટારી........
કરો આશ પુરણુ મારી ૧
નાથ નિરંજન જનમન રંજન
મોહન મમ સુખકારી
નંદ કે નંદન ગર્વ હું ગંજન
ભંજન ભવ ભય હારી, લહી ગોવરધન ધા........રી,
તૃજ લોગ લીયે તારી. ૨

—( ૫૭ )—

## રાગ દેશ મલાર

મોહની બેન બજાવે, સખીરી કોઈ મિત્ર મિલાવે;
રેનમેં નિંદ ન આવે. સખીરી ટેક.
ધન ગરજત નભ ચપલા ચમકે;
ધડક ધડક મુજ છતીઆં ધડકે;
શ્યામ વિરહ તાવે, સખીરી ૧
મનહર લીનો મોહન પ્યારે
મોહન મન બસ નંદ દુલારે;
જમુના પુર બહાવે. સખીરી ૨

—(૬૮)—

## મરાઠી સાખી

સત્ય દેવ તવ નામ મનોહર
ચરન કમલ પર વારી
મનહર સુરત મંગલ કરની
મહિમા અપરંમપારી, કલી દુઃખ નિવારી;
સ્વામી અરજી સ્વીકારી. ૧
ઇચ્છિત ફલને આપો કૃપાળુ,
માડન જન રખવારી;
દુધ પુતર લક્ષ્મી આપો, અંતે સરણુ તમારી;
ભવપાર ઉતારી, પ્રભુ દોષ દીયો ટારી. ૨

—(૬૯)—

## આશા—" આવ્યો છુ "

સાયીં છે આજ, નિજ ભકત કાજ. ટેક.
કષ્ટ નિવારી કાજ સુધારી
રાર સુણીને પ્રભુ તાર્યો ગજ રાજ. સાયીં ૧
અધમ ઓધારન જનમનરંજન
ભવ ભય ભંજન તુમ વ્રજ રાજ, સાયીં ૨
માડન તારો દોષ નિવારો.
રામ ચરન ભવ તારણુ જાજ. સાયીં ૩

—( ૭૦ )—

## આશા " માગણુ "

રામ ચરણુ ધર ધ્યાન, મુરખ મન રામ

જન્મ સુફલ તવ જાન, મુરખ મન. ટેક.

સાખી.

રામ નામ હૃદયે ધરો, જો ચાહો કલ્યાન;
વેદ વચન ઉર ધારિને, ભાવે ભજો ભગવાન
મુરખ મન રામ ચરણ ધર ધ્યાન ૧

સાખી.

મોહ મમતા મદ ત્યાગીને ધરવું ગુરૂ પદ ધ્યાન;
ચાર પદારથ પામશો, અંતે પદ નિરવાન
મુરખ મન રામ ચરણ ધર ધ્યાન ૨

સાખી.

મોહન મન્ન વિચારીને, ગુરૂ વચન કરકાન;
જનમ મરણ દુખ ટાળવા. સેવો સંત સુજાન
મુરખ મન રામ ચરણ ધર ધ્યાન ૩

—(૭૧)—

" ભૈરવી " આવોને "

રામ કૃપાળુ શરણુતિહારી., રામ. ટેક.
દાસ નિહારી ભવજલ તારી
ધનુ હસ્ત ધારી, અરજ સ્વીકારી. રામ ૧
ગૌતમ નારી આપ ઓધારી
અસુર બિદારી, મુની ભય ટારી રામકૃપાળુ ૨
જનકદુલારી આપ પધારી
મોહન સુધારી, અવધવિહારી. રામ કૃપાળુ ૩

—(૭૨)—

ભૈરવી " કોઇ જોગીડાને "

જોઈ બાલુડાને લઇએ લેલો હો આજ;

વિધુ વદની બની જાઉં પ્રેમે પાવન. ટેક૦

કુંજ ભુવન સુવાસ ખાસ રંજન મન્ન,
વિધુ વદની ! બની જાઉં પ્રેમે પાવન. ૧

મોર મુકુટ મનોહર માથે ધરી;
પેર્યા પીતાંબર મોરલીએ મોહની કરી;
નાથ નિરખે ને હરખે માડન્ન
વિધુવદની ! બની જાઉં પ્રેમે પાવન્ન. ૨

—(૭૩)—

સારંગ " પ્યારા મધુરસ્વર "

---

પ્યારી સુરતપર જાઉ બલહારી " ૨ "
મુરતી મનોહર શ્યામ સુંદર વર. પ્યારી સુરત—ટેક.
યમુના આરે, ગોધેન ચારે, ગ્વાલ સખા સંગ રાજે;
બેન બજાવત નટવર નાગર મદન મુરારી પ્યારી ૧
મોહનીડારી, શ્રીગિરધારી, નેન કટાક્ષ મારીરે,
નંદ દુલારે, પ્રાણુ હમારે, માડન સુખકારી. પ્યારી. ૨

—( ૭૪ )—

આશા " હારે લાલા "

---

હારે પ્યારા મોહનનંદન લાલા, રહો નહી ન્યારા,
બનવારી મોરારી ગિરધારી સજન સુખકારી
છોગાળા પ્રેમાળા કૃપાળા. હારે પ્યારા. ૧
બલીહારી નિહારી જાઉંવારી માડન મનધારી;
હોસીલા રંગીલા રસીલા, હારે પ્યારા. ૨

—(૭૫)—

## ધન્યાશ્રી " દેવી સ્તુતિ "

સંકટથી કર પાર માતુ મારી. ટેક.
મંગલ કરતા ભવ દુઃખ હરતા
એક તારો આધાર, માતુ મારી સંકટ ૧
જય જગ દંબે આપ આનંદે
અસુર વિહારન હાર. માતુ મારી ૨
કાવ્ય કળાનો ભેદ ન જાણુ
સેવક જાણી સુધાર. માતુ ધારી ૩
માડન આશા પુર્ણ ભવાની.
દેવલ માત દયાલ. માતુ મારી ૪

—( ૭૬ )—

## કુંજ " આશા લલિત "

મન હરનારી પ્યારી વસંત બહારી, મન. ટેક.
માલતી ફુલી જાય ચંબેલી, મોઘરકી કલી ન્યારી મન. ૧
ડોલર ગુલાબી રંગ બેરંગી
અલી ગણુ આઈ તહાં કરત ગુંજારી મન. ૨
કોકિલા શબ્દ માડન મધુરો;
મેેારુ મનોહર રવ લલકારી. મન. ૩

—( ૭૭ )—

## ઝીંઝોટી " નાગર નટવર "

મોહન વર મન હરલીનો રે—" ૨ " ટેક.
બેન બજાવત નટવર નાગર " બેવાર "

રંજન રસ ભીનો રે. મોહન ૧

બીંદ્રાબનમેં રાસ રમ્યો હે (૨)

ચિત ચોર ચિત ચીનોરે, મોહન ૨

સંગ સખા સબ હિલ મિલ ગાવત (૨)

માઠન સુખ દીનોરે. મોહન ૩

—( ૭૮ )—

ધન્યાશ્રી " મનતું "

---

સાનમાં તું માન મુરખ, કામમાં ફસાઈ જામા. ટેક.

ધ્યાન તો ગુરૂનું ધારી, મોહ મમતા તું દેને ટારી;

હયાતી હસાઇ જામાં. કામમાં ૧

માત તાત ભ્રાત ભગની, માઠન માનો ટોગી ઠગની;

ઠાઠમા ઠશાઇ જામાં. કામમાં ૨

—(૭૯)—

કનડો રજવાડી.

---

સખી કાન કુંવર મતવારે,

નંદદુલારે જશોમતી પ્યારે.

જીવન પ્રાણ હમારે. સખી ટેક.

સ્યામ સુંદર મનહર બંસીધર, મોર મુકુટ શિરધારે;

માઠન પીતાંબર મન રંજન, નિરખ મદન હિય હારે. સખી ૧

—(૮૦)—

કવાલી—આતમબોધ!

---

અગમ છે દેવનેં ભાઇ, અનોપમ દેહ તેં પાઇ

ફસાયો લોભમાં જાઇ, પૂર્વની પુંજી ગ્યો ખાઇ ૧
કર્યાં કુકર્મ ફાંસાઇ, ગયો ભવહેર લૂટાઈ;
રહ્યો તું અંતમાં રોઈ, કમાઇ તેં બધી ખોઇ. ૨
દયાળુ દેવને જાણો, સદા સત સંગ સુખ માણો
વદે છે વેદ શું વાણી, જગત છે જાંજવા પાણી. ૩
જુનો માડન ધરમ ધારો, પ્રપંચી પંથને ટારો;
મલ્યો છે મોક્ષનો આરો, ભજી લ્યો નંદદુલારો. ૪

—(૮૧)—

ભૈરવી " કામસેન "

---

અધર્મને તું ત્યાગરે, સુ ધર્મ ચિત્ત ધારરે. ટેક.
શરન લે તું સંતનો, નિજ ધર્મને વિચારને
માનને મદ મોહ મેલી, શ્રી રામચંદ્ર ઉચ્ચારને. ૧
કામ ક્રોધ લોભ મોહ, ઇરષાને ટારને
શ્વાસ સંગે જોઠ માડન, ચિત ઉચાર ઓંકારને. ૨

—(૮૨)—

ભૈરવી " કચ્છી " રાણા "

---

ચિત લગો ચરણુ મેં આજે (૨) ટેક.
તલબ લગી દિલ આંકે મિલનજી
મેરમ જાણો મુંજે મનજી
રમજ લગાઇ જીં રાંજે. ચિત ૧
વતન વહો અય મથુરા નગરમેં,
ગુજાર્યો તા નંદ જે ઘરમેં;

ગોકુલ કે કેર ગાંજે. ચિત ૨
ડોની મડિશજા પગ પગ પિરીયમ
માફ્ કર્યો ચે માડન મેરમ
વલો વસીલો અસાંજે ચિત ૩

—(૮૩)—

પહાડી " બરફાણી "

---

તજીદે કુરતાઈ, ધર શાંતતા ભાઈ " ૨ " ટેક.
નિજ આતમા ધારી, નહી દોષને ન્યારી.
અમીમય શબ્દ પાઈ. જગ દાસ પો જાઇ " ૨ " ૧
અનીતું ક્રોધ ધારી, નિજ દેહને બારી;
કરો માડન કમાઇ. નહી હોવત ઠઠાઇ. " ૨ " ૨

—( ૮૪ )—

આશા

---

સ્યામ સુંદર મળવા, રે જતન કર " ૨ " ટેક.
બેન બજાવે મન લલચાવે, આનંદ ઉર કરવા. રે જતન ૧
મનહર માડન રૂપ નિહારે, જનમ મરન ટરવારે ૨

—( ૮૫ )—

આશા " મધુરસી "

---

હરખ નિરખ ગાઓ, શ્યામ સુખદાઈ. ટેક.
રૂપ મનોહર મુરતી મંગલ, ભ્રકુટી વિશાલ ભાલ
તિલક સુહાઇ. હરખ ૧

આનંદ દાતા, મોહન ત્રાતા, દશરથ જનક
કૌશલ્યા માઈ, હરખ ૨

—( ૮૬ )—

પીલુ રાગ "બુંદી કોટી."

---

છોડો છોડો મોહન આ ચાળારે.
બૈયા મરોરી મટુકી ફોરી ઓ નાદાની દુર. ટેક.

સાખી

ગોરશ બેચન મિસ ચલી, સંગ સખી દો ચાર;
આઈ મિલે યહ ગેલમેં, કપટી નંદ કુમાર
ઓ નાદાની દુર. છાંડો છાંડો. ૧

સાખી.

બાત દિનોકા દાનએ, ના છોડું વ્રજનાર;
જાની ચતુરતા આપકી; ખાલી કરત પોકાર.
આ નાદાની દુર. છાંડો છાંડો. ૨

સાખી.

હમે મૈયારી કંસકી, ગોરસ બેચન જાત;
પાલવ પકરી આયકેં, લુટ દધી તુમ ખાત;
ઓ નાદાની દુર, છાંડો છાંડો. ૩

સાખી.

મોહન ધન્ય ઘડી આજકી, સ્યામ મિલે મગ માંઇ;
ક્ષમા કરો અપરાધ સબ, પ્રાન જીવન જદુરાઈ;
ઓ નાદાની દુર. છાંડો છાંડો. ૪

—(૮૭)—

આસા " બિંદ્રાબની "

સ્યામ સુંદર ચિત ચોર, હમારે પ્યારે,
સ્યામ સુંદર ચિત ચોર;
મન હરનારે, દર્શ તુમારે પ્યારે
સ્યામ સુંદર ચિત ચોર. ટેક.

કુંજકે બિહારી, પ્યારે ગિરીવર ધારી;
બેંન બજાવે, મન લલચાવે
નટવર નંદ કિશોર હમારે પ્યારે (૨) ૧
આનંદ અગારી પ્યારે, મોહકું નિવારીરે
પ્રેમવિલાસી, સદા ઉલાસી
માહન જનમન ચોર,
મનહરનારે દર્શ તુમારે પ્યારે, સ્યામ (૨)

—( ૮૮ )—

પહાડી " પંજાબી "

ભકતા ઉધારણ, જન્મ સુધારણ
ભવજલ તારણ, તુમહી હો. ટેક.
પ્રહલાદ કારણ આપ પધારે,
દાસ ઉગારણ, તુમહી હો. ભકત ૧
મીરાં બચાવન નાથ નિરંજન
નાગ નિવારણ તુમહી હો, ભકત ૨
વિશ્વામિત્રકે યજ્ઞ સહાયક;

અસુર સંહારણ, તુમહી હો. ભકત ૩

માડન કહે મુનિ નારિ ઉધારી.

વિપત વિહારણ તુમહી હો. ભકત ૪

—(૮૯)—

આશા " રંગીલી " રટનકર "

ચંદ્ર શેખર તવનામ, મનોહર, ટેક.

ભુષિત ભસ્મી, અંગબિરાજત

ભાલ ઈંદુ અભિરામ. મનોહર ૧

સુલ નિવારી ત્રશુલ ધારી

કામારી પુરણ કામ મનોહર ૨

નીલકંઠ શિર સુરસુરી ગાજે,

આભુષણ અહી શામ. મનોહર ૩

અનુચર માડન શરણ તુમારે,

સેવક કે સુખધામ. મનોહર ૪

—(૯૦)—

રાગ દેશ.

મોદ અવધપુર છાઈ, યહાં જન્મ લીયે રઘુરાઈ, ટેક.

માત કૌશલ્યા, તાત નૃપ દશરથ,

બાર બાર ઉરલાઈ, મોદ અવધ ૧

રામ લક્ષ્મન ભરત શત્રુહન,

હનુમત સંગ સહાઈ. મોદ અવધ. ૨

નીર મનોહર સરજુ શોભિત,

સ્ફાટિક ઘાટ બનાઇ. મોહ અવધ. ૩
અનુચર માડન દાસ તિહારો,
સ્વામી કરો સરસાઇ. મોહ અવધ. ૪

---

## સ્વામી શ્રી દયાનંદજી ઉર્ફે મુડીઆ બાવાની પ્રાર્થના.

—(૯૧)—

### આશ " માંગણુ."

---

દીન તણા છો આધાર, દયાનંદ સ્વામી "૨"
ભવજલ તારણુ હાર, દયાનંદ સ્વામી "૨" ટેક.

સાખી.

દાન માન સનમાનથી, આપી માન અપાર,
વચન અમીમય પાઇને પાર પ્રભુ કરનાર.
દયાનંદ સ્વામી. ૧

સાખી.

કામ ક્રોધ મદ મોહમાં, ભમી રહ્યો મિસ્કીન
આશ એક ગુરૂ આપની, દેવ ઉગારો દીન.
દયાનંદ સ્વામી. ૨

સાખી.

દરશન આપી દાસનેં, કાપો પાપ અમાપ,
માડન મુરસદ મેર કરી, ટાળો ત્રિવિધી તાપ.
દયાનંદ સ્વામી. ૩

—(૯૨)—

### પદ ધન્યાશ્રી.

---

જન્મ ધર્યો જન કાજ, દયાનંદ સ્વામી, ટેક.

આશ્રિત જનને અભય કરો છો,
ટાળો દિલની દાજ. દયાનંદ સ્વામી. ૧
શરણ તમારૂં સુખ કરનારૂં,
રાખો બાનાની લાજ. દયાનંદ સ્વામી. ૨
કાવ્ય કલાનો ભેદ ન જાણું,
માન્ય કરો મહારાજ. દયાનંદ સ્વામી. ૩
અનુચર મોહન અરજ કરે છે,
તારણ જક્ત જહાજ. દયાનંદ સ્વામી. ૪

—(૯૩)—

રાગ ભૈરવ.

---

બાંસુરી કી ધુન સુન આનંદ અપારી અને હાં.–હાં. ટેક.
કીટ મુકુટ મકરા કૃત કુંડલ,
ભાલ મનોહર તિલક નિહારી અને હા=હાં, બાંસુરી ૧
પીત પીતાંબર અંગ બિરાજે,
શ્યામ સુંદર પર જાઉં બલહારી, અને હાં–હાં. બાંસુરી ૨
અધર અરૂણ વાંકે ગાલ ગુલાબી,
મનોહર સુરતી મોહન મન પ્યારી. અને હાં.–હાં, બાંસુરી ૩

—(૯૪)—

ધનાશ્રી.

---

શ્યામ સુંદર ચિત ચોર, હમારે પ્યારે, ટેક૦
બિંદ્રાબન મેં ધેન ચરાવે,
નટવર નંદ કિશોર, હમારે પ્યારે. શ્યામ ૧

ગ્વાલ સખા સંગ હિલ મિલ ગાવત,
ભમત આનંદ ઝકોર, હમારે પ્યારે શ્યામ ૨
મનહરનારે નંદ દુલારે,
પ્રાણજીવન સિરમોર. હમારે પ્યારે; શ્યામ. ૩
દર્શ તુમારા દિલમેં ચાહત,
માડન જ્યોં ઘન મોર; હમારે પ્યારે; શ્યામ. ૪

—(૫૫)—

રાગ ભૈરવી " બાતેરા "

---

મન બશ કીનો વે મોહનવા. "૨" ટેક૦
મોહની મુરત મન હરનારી
શ્યામકી સુરતપર વારીરે, મોહનવા. ૧
બેન બજાવત મોહની ડારી.
કાન કુંવર બલીહારીરે. મોહનવા. ૨

સાખી.

ઘોર ઘટા છાઇ છટા, પેખી સકત ન પંથ
માડન ચપલા ચમકતી, કેસે પાવે કંથ.
મન બશ કીનોવે.. મોહનવા. ૩

—(૫૬)—

ધન્યાશ્રી " શું કહું કથની "

---

આશ તમારી ધારી કાન, કષ્ટ કાપો ગિરધારી. ટેક૦
મન મોહન મેર વિચાર, આના કષ્ટ કાપો.
અરજ સ્વીકારો આમારી નાથ,
શ્યામ સુંદર સુખકારી!

જન્મો જનમની દાસી તમારી,
દરશન દયોને મોરારી, કાન–કષ્ટ કાપો. ૧
અધમ ઓધારણ નાથ નિરંજન,
ભક્ત વત્સલ ભયહારી;
માન મોહ મદ લોભ નિવારો;
અનુચરી લ્યોને ઉગારી. કાન–કષ્ટ કાપો. ૨

—( ૯૭ )—

આશા " માગણ "

---

રામ કૃષ્ણ મળવારે, મુરખમન (૨)
જનમ મરણ ટળવારે, મુરખ મન (૨) ટેક૦

સાખી.

રામ કૃષ્ણ રસના રટો, આઠો પોર આનંદ
ચાર પદારથ પામશો, કાયમ નિજ સુખ કંદ.
મુરખ ૧

સાખી.

જનમ ધરી હરી નહી જપ્યા, સેવ્યા નહી કોઈ સંત,
સમય વ્યર્થ વીતાવીઓ, આવી પહોંચ્યો અંત,
મુરખ ૨

સાખી.

રામગુરૂ પ્રસાદથી, માડનનાં મહા ભાગ્ય,
આશા ત્રષ્ણા બાળશી, ઉપજ્યો હરી અનુરાગ.
મુરખ ૩

—(૯૮)—

નટકેદાર.

ચપલા ચમકે, ગરજે ઘંનવા,
બોલે દાદુરવા, ચપલા ચમકે ગરજે ઘનવા. ટેક૦
મૈયુર મનોહર બોલન લાગે, મંદ મંદ મેહુલા વરસે;
હરશે બન કાનનવા. ચપલા ૧
જમુના ઓર ગોધેન ચારે, માડન મધુરી બૈન બજાવે;
મનહરનારે મોહનવા. ચપલા ૨

—(૯૯)—

માલકોશ પીલુ

મોહન મોહની મંત્ર ઉચા........રી ટેક૦
બંસી સુર સુની વ્યાકુલ બાલા,
પ્રાન જીવન સુખકા........રી. મોહન. ૧
ધન્ય બિંદ્રાવન ભાગ તિહારો,
બિહરત કુંજ બિહા........રી. મોહન ૨
બનકી લકુટી કયા તપ કીને,
અધર સુધારસ પ્યા........રી. મોહન ૩
માડન શ્યામા સ્યામ મિલેરી,
આનંદ વરસે વા........રી. મોહન ૪

—(૧૦૦)—

આશા—" આવ્યો છું "

વ્રજ રાજ આજ તવ દરશ કાજ. ટેક૦

આનંદ દાતા જન સુખ શાતા,
શરણુ સુધારણુ જન સુખ કાજ. વૃ. ૧
જન મન રંજન, ભવ ભય ભંજન,
માડન પ્રભુ છો સિરનારે તાજ. વૃ. ૨

—(૧૦૧)—

બાગેસરી-ત્રિતાલ.

---

ફુલ પુલ ગુંજે,
નવ નવલ લતા ગૃહ કુંજે—પુલ.
સુવાસ સિંધુ, અનિલ ઉછાળે,
મુદ મુદિત ભ્રમર રસ પુંજે—પુલ.

—(૧૦૧)—

ભૈરવી "મનમાં."

---

પ્યારા મનહર મોહન મળીયારે,
મ્હારા જનમ મરણુ ભય ટળીયા. ટેક૦
નાગર નટવર આશ અમારી, પુર્ણ કરો ગિરધારી;
નવરંગ તમ મન વાહળીયા. મ્હારા. ૧
દૂર કરો પ્રભુ દોષ અમારાં, બિંદ્રાવનના વાસી;
માડન મોહન સુખ રાશી, પૂરવની પ્રીતે પળીયા. મારા. ૨

—( ૧૦૨ )—

ભૈરવી.

---

આવો આવો જીવન પ્રાન,

દરશન દોને પ્યારા કાન. ટેક૦
બિંદ્રાબનને પાવન કરવા, આપ તજ્યું નિજ ધામ;
કાન કુંવર મેર કરીનેં, વચન કરો પ્રિયમાન. આવો ૧
નંદ દુલારા પ્રાણ પ્યારા, આપ કર્યો એશાન;
સરણ સુધારન ભવજલ તારન,ધરે માડન પ્રભુ ધ્યાન. આવો.૨

—( ૧૦૩ )—

રાગ ધનાશ્રી.

---

બદ્રીનાથ દયાલ, સંકટ હરો. બદ્રી. ટેક૦
દરશન કરવા આશ અમારે
આપછો દીન પ્રતિપાલ. સંકટહરો ૧
અમો અનુચર નાથ તમારા,
દરશન દયોને કૃપાલ. સંકટ હરો ૨
સરન સનેહી છો સુખકારી,
ટાળો જમ દુખ જાલ. સંકટ હરો ૩
જનમ મરણના રોગ ને ટાળો.
માડન જાણી બાલ. સંકટ હરો ૪

—( ૧૦૪ )—

રાગ ધન્યાશ્રી

---

ઝુલે લાલ દયાલ, કૃપાળુ દેવા. ઝુલે. ટેક.
વંછિત ફલને આપો આયાળુ
કાપો જનનાં શાળે. કૃપાળુ દેવા ૧
ભવજલ તારણ પાર ઉતારણ
કરૂણા કરીને કૃપાળ. કૃપાળુ દેવા ૨

મંગલ કરતા ભવ દુઃખ હરતા
માડન જન પ્રતિપાલ. કૃપાળુ દેવા ૩

—(૧૦૫)—

ધન્યાશ્રી " માલિકને રાખવા "

---

જય વિશ્વનાથ સુખકારી, ભાંગ ધતુરા અહારી. ટેક.
ઉમા સંગ અરધંગ બિરાજે, ગંગ જટા ધારી;
નીલકંઠ કામારી, જય વિશ્વનાથ ૧
નાગ છાલ વાઘાંબર રાજે; ભાલ ત્રિપુંડર સારી;
માડન ભવ ભયહારી. જય વિશ્વનાથ ૨

—( ૧૦૬ )—

આશા " માગણુ "

---

નમન કરૂં પડું પેર, સદા શિવ
આપ કરો પ્રભુ મેર,— સદાશિવ. નમન ટેક.
સાખીઃ—રામેશ્વર દરશન દિલે, લાગી છે અભિલાષ;
દયા કરી આ દીનનેં, પોચાડો દઇ પાંખ. સદા ૧
સાખીઃ—આશુતોષ અરજી સુણી, લીઓ નિગામાં નાથ,
અનુચર માડન આપનો, સમરથ રેજો સાથ. સદા ૨

—(૧૦૭)—

સીયાનો કાનરો.

---

ઓ કૈલાસી ઘટઘટ વાસી, વેષ ઉદાસી
છો અવિનાશી. ઓ કૈલાસી. ટેક. ૧
નીલકંઠ અરૂ રૂંઢનમાળા,
નાગ બિશાલા બિકસલા. ઓ કૈલાસી ૧

અંગ વિભુતી સુંદર રાજે
બાલ બિધુ છબી ભાલ બિરાજે, ઓ કૈલાશી ૨
પારવતી અરધંગ સુહાવે,
મદન વિમર્દન સુખ વરસાવે ઓ કૈલાશી ૩
ચંદ્ર શેખર તવ નામ મનોહર,
માડન હરહર શીવહર શંકર. ઓ કૈલાશી ૪

—( ૧૦૮ )—

રાગ સોયની.

---

આશા અમારી, સ્વામી સ્વીકારી, ગ્રંથ સુધારી.
દયો ગિરધારી, ટેક૦
બાલ બિચારી, ચુક વિસારી
પ્રેમ પસારી, દેવ મુરારી. આશ ૧
દોષ નિવારી, વાણી પ્યારી
નેહ નિહારી, મેર વધારી. આશ ૨
રામ ખરારી, અવધ બિહારી,
માડન વારી. જાઉં બલિહારી. આશ ૩

—( ૧૦૯ )—

કલાલી "કલ્યાન" વદે તેવું.

---

અહો મમ પ્રાણુ પ્યારા,
સહોદર જીવન મ્હારા;
વચનને માન્ય કરનારા,
સદા મમ હિત મ્હાનારા. અહો. ટેક૦

સાખી.

લછમન પ્યારા પ્રાણથી, જીવન પ્રાણ આધાર;
મુછી ત્યાગો બંધવા, માડન શોક નિવાર.
સદા ચિત શાન્ત ધરનારા.
વિનોદી વાકય વદનારા. અહો. મમ. ૧

—( ૧૧૦ )—

ભૈરવી "ગણ્યા તમને પ્રાણેશ્વર."

---

મન મોહન પ્રાણ અમારા
છો છોગલા ચક્ષુના તારા. ટેક
નાગર નટવર નંદ દુલારા,
ગ્વાલ સખા સંગ ખેલે હો પ્યારા;
માડન પ્રભુ વંછિત દેનારા,
સુખકર નટવર જગ સૃજનારા. મનમોહન ૧

---

—( ૧૧૧ )—

રાગ કલ્યાનઃ—કવાલી "વદે તેવું."

---

મનોહર મુરતી પ્યારી, મહા દુખ દોષ હરનારી,
રસીલી બેન લલકારી, કરૂના શ્યામ ઉરધારી, ટેક૦
સાખીઃ—કીટ મુકુટ મુખ બંસરી, નાગર નંદકિશોર,
શોભા બરની ના બને માડન છબિ ચિત ચોર.
અમારી આશતો પુરી,
રમાડો સરદ ઉજીઆરી. મનોહર ૧

---

દોહા.

"સ્થળ, સમય, પૂર્ણતા, નામ, અને ફલ ઈત્યાદિ."

દર્શન.

બસત બાબલેશ્વર વિષે, ગવિ માડન મેઘરાજ;
કચ્છ દેશ દીપામણો, મનહર રાજ રિવાજ. ૧
ખાસ બાસ ઍંભરે બસી, કૃપા રામ ગુરૂ પાઇ;
રાગ રત્ન રસ માલિકા, રચી રસીક સુખ દાઈ. ૨
સર સાગર દુરગા શશી, શુકલ પક્ષ મધુમાસ;
રવીનંદન દિન પંચમી, કીનો ગ્રંથ પ્રકાશ. ૩
આનંદ સુખ ઉપજાવની, રાગ રત્ન રસ માલ;
કંઠ ધરે અગ દુઃખ હરે, વિલસત પ્રભા વિશાલ ૪
રાગ રત્ન રસ માલિકા, સુંદર સુખ દાતાર;
માડન બોલો મોજસેં, જય જય જુગલ કુમાર. ૫
જય જય દશરથ નંદકી, જય જય સીતા રામ;
માડન બોલો મોજસેં, જય જય રાધે સ્યામ. ૬
અખિલ વિશ્વ કલ્યાણકર, જય રાધે ઘન સ્યામ;
માડન બોલો મોજસેં જયજય સીતારામ. ૭

---

ઇતિ શ્રી રાગ રસ માલિકા પૂર્ણ.

શ્રી હરિ ૐ

शान्तिः शान्तिः शान्तिः

ઇતિશિવમ.

॥ ૐ ॥

દોહા.

મારૂત સુત પદ વંદિકે, કરોં રામ ગુન ગાન;
કરૂતા કરિ નિજ દાસપેં, સહાય કરો બલવાન. ૧
રાગ રત્ન રસ માલિકા, નામ ગ્રંથ કો ધાર;
પુરહુ આશ દયા કરી, તાતેં પાવો પાર. ૨

ગુરૂ વંદના:—દોહા.

પ્રથમ કરોં ગુરૂ દેવકો, વંદન વારંવાર;
રાગ રત્ન રસ માલિકા, દેહુ ગ્રંથ સુધાર. ૩

દેવી સ્તુતિ:—દોહા.

આવડ દેવળ બૌચરા, ખોડ.લ બુટ બલાર;
ચાલકનેશ્રી ચામુંડા, સંકટ હર કરવાર. ૪
અભય કરો નિજ બાલકો, વીશ હથી મુજે માત;
વિદ્યાદાની વિઘનહર, સુખકરણી સાક્ષાત. ૫

સવૈયા અક્ષર ૨૩

વિશ્વ ઉપાવની તું જગપાલની, જક્ત સંહારની તું જગદંબા;
ભક્ત ઉધારની કષ્ટ નિવારની, સ્વેં સુખકારનિ જે જગઅંબા;
દુષ્ટ વિભંજની સજ્જન રંજની દેવિ નિરંજની પુર્ણ પ્રલંબા;
વાહનસિંહ વિશાલ અશીકર, માઠન તારની અંખ અલંબા. ૬

## કવિત અક્ષર ૩૧

નંદકે કુમાર પ્યારે, મયુર મુકુટ ધારે;
ગોપ સંગ રેન હારે, નંદકે દુલારે હે;
જમુના પુલીન ખેલે, બેનકે બજાને વાલે.
રાગની રસાલ ખ્યાલે, મનહર નારે હે;
મોઘર ચંબેલી જાય, દોલર ગુલાબ ફુલે;
ફેલીહી સુગંધી બ્હાર, ભવ્ય ભમકારે હે;
રાધિકા કે સંગ આલી, કરતહે બાત ખ્યાલી;
માડન વિનોદ દાની, માવ મતવારે હે. ૭
જોબનમેં મદમાતી, ગાતીહી મધુર ગીત;
મંદ મુસકાતી રાતી આંખ અનીઆરી હે;
ભ્રકુટી વિશાલ ભાલ, શોભત ગુલાબી ગાલ,
મોતનકી માલ અંગ રંગ ઉજીયારી હે;
હંસ ગતી રતી મતી, મોહક મયંક મુખી,
નાગન સી બેની સાડી સુંદર સુધારી હે;
રાધિકા રસીક પ્યારી, વાર વાર જાઉં વારી
માડન નિહારી બ્રખુભાનકી દુલારીહે. ૮
ગરૂડકી સ્વારી સારી, કલાપી મુકુટ ધારી
કોટી કામ રૂપ હારી. સંખ ચક્રધારી હે;
નંદજી કે લાલ પ્યારે, નીલકંજ અંગ વારે,
પીતહી વસન ધારે, જન સુખકારીહે;
જશોદા જીવન પ્રાન, જીવન કે પ્રાન દાન
રસીક કુંવર કાન, અધકો વિહારી હે;

માડન બજાવે બેન, તાન માન ગાવે તાલ
સંગહી બિરાજે ગ્વાલ, ગોવરધન ધારીહે. ૯

આશરો તિહારો અંબ, બાલક બિચારી આપ;
આવડ મા કષ્ટ કાપ, સંકટ નિવારણી;
મર્દની મહીષાસુર, ચંડ મુંડ ખંડની તુ
સેવક સુધારણી ત્યાં તાપ ત્રય ટારણી
સાહકી પોકર સુની, સાગર ઝહાજ તારે
દીન અરદાસ ધારી, સદા સુખ કારણી;
ઓરના આધાર મોરે, બાલક બચાય લીજે
માડન શરણુ તોરે, વિઘન વિદારણી. ૧૦

માંગહુ બિચાર બાત, કામની કરત ઘાત;
અંગધાર નવસાત, ક્રોધ હી નિકારી કે;
વારવાર પાય પરોં, વિનતી સ્વીકારી મેરી,
અમૃત સમાન કરી દેખ દ્રગ ધારીકે;
જીવન તું રામ જાન, જોરત હો દોય પાન,
મોચન આધાર આન, માનતું બિચારી કે;
રામ બન ગોંન કીન, લછન ન રહે ભોંન
સીયાજી સિધાત સંગ, અવધ ઉજારીહે. ૧૧

બાગકી સુંદર તાઇ મનહી લોભાઈ જાઇ,
ત્રિવિધ સમીર પાઈ, મોહ ઉપજાવે હે;
ડોલર ગુલાબ જાયે, ચંબેલી ચો પાસ છાયે,
ભ્રમર લોભાય ભાય, ચેન ચિત પાવે હે;
આમ્રકી છવાઈ ઘટા, નારંગી લલીત લતા,
ચંબેલી નવેલી છટા, મોર મન ભાવે હે;

બંસુરી બજાત લાલ, માહન મધુર ખ્યાલ;
ગ્વાલ બાલ સંગ રંગ, રાગકાં જમાવે હે. ૧૨

નંદજીકો છેયો છોટા, ધેન કો ચરૈયો મોટા;
બંસીકો બજૈયો મેરા, મનહર લીનો હે;
રતનારે નેન વાંકે, બાંકે હે બિહારી લાલ;
અધર અરૂન તાકે, પ્રેમ રસ ભીનોહે;
આલી અવલોકો લાલ, જશોમતી પ્રિયબાલ;
રસીક બજાવે તાલ, પેર પટ જીનો હે;
માહન ઉમંગ અંગ, ગ્વાલ બાલ રાજે રંગ;
દેખલો રસીક રંગ, નેન સેન દીનોહે. ૧૩

જબે ધર્મ હોય નાશ, વસુધા પોકારે ખાસ;
સ્હાયક રમા નિવાસ, અર્જ ઉર ધારીકેં;
સંત સુર સુખ દાતા, અસુર નિપાતા આતા.
તજી નિજ સ્થાન ત્રાતા, સંખ ચક્ર ધારીકેં;
માહન વિનોદ દાની, દેવનકો દુઃખ ટારી;
દુષ્ટ દળ નષ્ટ કારી, અનાથ ઉગારી કે;
કંસકોં પછાર્યો ધાર્યો ગિરીરાજ સાર્યા કાજ
તાપકોં નિવાર્યો મહારાજ દયા ધારીકેં. ૧૪

કરલે વિચાર યાર, દુષણુ નિકાર દાર
લગાકેં તું એક તાર, ગુરૂ ગુન ગાવરે;
જનમ સુધાર વેકો, કામ ક્રોધ મારવેકો;
અહંત નિવારવેકોં, આયો અબ દાવરે;
ઘટત ઘટત જાત, દીપ દરસાત તેસેં
આયુષ્ય સિરાત રાત દિન પલ પાવરે;

હરી ગુરૂ સંત માંઇ, માડન લગાઈ પ્રીત
રાખ ચિત માઈ ભાઈ, ભલાઇ નિભાવરે. ૧૫

અરે એ વિચાર મન, તજીદે કુટીલપન;
સંગમેં ન ચલે ધન, ક્રૂરતા નિવારી લે,
રંગહી પતંગી માન બારહુ દીવસ જાન.
અબહુ ન આઇ સાન, નામ ઉર ધારીલે;
સંત હું સરણુ ધાર, તા તેં તું પાવે પાર;
જમકી ન ખાવે માર, જન્મકોં સુધારી લે;
જનમ અમુલ પાયો, માડનહી મન ભાયો,
તરવેકો દાવ આયો, નાથકો નિહારીલે. ૧૬

યમુનાકે તીર ઠાડો બેનહી બજાવે પ્યારો,
મોરહી મુકુટ વારો, નંદકો દુલારો હે;
યમુના પુલીન રાજ શ્યામહી મિલન આજ.
ઓરહી બિસારો કાજ, ભાગકો ઉજારોહે;
રસીક રસીલે લાલ, જશોદા જીવન બાલ,
કરત અનોપ ખ્યાલ, મન હરનારો હે;
માડન પ્રવીન પ્રાન, દીજીએ દરશ દાન,
દાસહી તુમારે માન, આશરો તુમારોહે. ૧૭

નામકે પ્રતાપ ભક્ત પ્રલ્હાદ આબાદ ભયે,
અમરીષ ધ્રુજી આદી, અહલ્યા ઓધારીહે;
બાલમીક વ્યાસ મુની ગનીકા ગયંદ તારે,
નામકો પ્રતાપ ભારી, તાપ પાપ હારીહે;
નામ નિસ તારે પાપી, મહા અગ દોષ કાપી,
આઠો પોર યોગી જાપી, સંત સુખકારીહે;

નામકો સંભારો યારો, મોહન મંછીત દાતા,
મોક્ષ પદ દેનહારો, નામ ભય હારીહે. ૧૮
દુષ્ટહીકો સંગ જારો કામ ક્રોધ લોભ મારો,
માનસીક પાપ ટારો, સંત ચિત ધારોરી;
હરી ગુરૂ સંત માંઈ, ઇષ્ટ ભાવ રાખો તાઈ,
વેદ વાકય યાદ લાઈ, નેક ટેક પારોરી.
જનમ અમુલ પાઇ, ફોગટ ગુમાઇ ભાઇ,
રામ નામ ચિત લાઈ, ગર્વકો નિકારોરી,
જાત નાત માત તાત, વતીતા વિલાસ ભ્રાત,
મોહન શોભાત ગાત, મોહ ફંદ ટારોરી. ૧૯

સવૈયા.

---

વાકય વિચાર વિનોદ છટા વ્રત, જાનત ઓર કછુ ન આધારા,
કાવ્ય કળા રસ રાજય રૂપિંગલ વર્ણ વિચાર નહી નિરધારા;
સંગીત સાહિત માહિતકાર ન, સંત ઉદાર કરો ભવ પારા;
રામ ગુરૂ મમ દોષ નિવારન મોહન કોં ભવ તારન હારા. ૨૦
દોષ નિવારન સંકટ ટારન પાર ઉતારન રામ ઉદારા,
કામહી ક્રોધ નિવારન મોમદ, દાસ ઉધારન તારન હારા;
સંત સુધારણુ વારણુ તારણુ, રામ મિલાવન મોદ અપારા,
રામહી નામ રટો નિશી વાસર, મોહન વંછિત દાનિ વિચારા ૨૧

સોરઠા.

---

સંત ચરણુમેં પ્રીત, સતગુરૂ રામ પ્રસાદતેં,
સુખકર પ્રેમ પ્રતીત, જ્ઞાંન દિયો દિલ ધરિ દયા. ૨૨

## સોરઠા:—પ્રથમાક્ષરે.

અરજ સુણી મહારાજ,
જીવ ઉધારન મદન અરિ;
તમ હર ગરીબ નિવાજ,
શંકર સુખ પ્રદ સંતકો. ૨૩
ગરલ કંઠ કલ રેખ,
રામ રટત ભવ કટત ભય;
એક અનંત અલેખ,
બરતન આગમ નિગમ નિત. ૨૪
જીવન જગ વિશ્રામ,
ચિતવન ચિંતા હરતહે;
રંગ ઘટોઘટ રામ,
જીગર રટો જગદીશકોં. ૨૫
વંછિત ફલ દાતાર,
માડન રટ મહાદેવકો;
રટત ઉમા ભરથાર,
હોવત મોત વિનોદ નિત. ૨૬

## સોરઠા'—પ્રથમાક્ષરે નામ.

રામ નામ ધર ધ્યાન,
મગન રહો ધુન મન મેરો;
લાયક કર ગુન ગાન,

લગન લગાઈ નામસેં. ૨૭
સરન સંત હરી ગુરૂ ગ્રહો;
જીવન સફલ સુજાન,
ચિત રંજન ફલ ચાર પ્રદ. ૨૮
રંગ રાગમે પ્રીત,
જીત ભજન મન જાનતા;
વિનય ધર્મકી રીત,
હોવત ચિતમેં નિત નઇ. ૨૯

---

## કવિત.

---

બંસીકે ધરન હારે, કોટી કામ રૂપ વારે,
નેત્ર અનીઆરે પ્યારે, શ્યામ સુખકારીહે;
વારી ઘનશ્યામ અંગ, રાધિકા બિરાજે સંગ,
રસીક બિહારી રંગ, આનંદ અપારીહે.
શ્રાવણકી ઘોર ઘટા, ચપલા ચૌઓર છટા,
મૈયુર નિહારી રટા, રવ લલકારીહે;
જમુના વિલોકી વારી, મોદ ઉપજાય ભારી,
શ્યામ રંગ ઉરધારી, મોહની પસારીહે. ૩૦
નંદકો કુમાર પ્યારો, જમુનાકો રોક આરો,
મહીકો લુટન હારો, રાહ રોક રચોહે;
સખી મિલી બાત કરે, આલી જલ કેસેં ભરે,
આતમેં આય લરે, પ્રેમ હિયે છાયો હે.
શ્યામકો સ્વરૂપ દેખી, ઠાડી ભઈ વ્રજ બાલા,

આપકે દરશ કાજ, મન મસ્ત ભયોહે;
કીજીએ સનાથ આજ, મહારાજ સિરતાજ;
રાજનકે રાજ મેરો મન હર લયોહે. ૩૧

સવૈયા.

---

બેન બજાવત પ્રેમ બછાવત સેન જનાવત કૃષ્ણુ કનાઇ,
દાનહિ માંગત રાહહિ રોકત ગાવત ડોલત શ્રી જદુરાઇ;
ગોરશ લુંટત માટહી ફોરત બાંહ મરોરત માનત નાઇ,
ધ્યાન તુમારોહિ ગાન તુમારોહિ મોહન માન હમારો નશાઇ. ૩૨

કવિત:—પ્રથમાક્ષરે નામ!

---

શ્રી સુખ સુયશ દાની, નિરમાની ઉમાનાથ?
કાનન બીહારી કુંજ, કઇલાશી વાશીહે;
લીલાધર લ્હેરી ડાક, ડમરૂ નફેરી હાક,
દાસ દુખ હારી સુખકારી સ્વેં વિલાસીહેં;
શશી બાલ ભાલ રાજે. ગંગ જટા ગાજે ગોરી,
નાગરિપુ છાલા વ્યાલ અંબર ઉદાશીહે;
નર મુનીરાજ સુર, મોહન વિનોદ પાવે,
જીવન સુફલતાઈ, ઈશ્વર ઉપાસીહે. ૩૩

કવિત:—પ્રથમાક્ષરે નામ!

---

શ્રી બંધુ બિરાજે ભાલ, બાલ છબી છટાદાર,
કામારી નિસંગ ગંગ જટા જુટ ગાજેહે;
નવલ નલીન નેન, હેમગિરી સુતા સંગ,
જીતેંદ્રિ ભુજંગ અંગ, ભુવન બિરાજે હે;

જાકી કૃપા કટાક્ષતે, માડન વિનોદ મોદ,
દયા સિંધુ દીન બંધુ. નિરખી નિવાજે હે;
વરદાની સુલ ધારી ત્રયશુલ હારી ત્રાતા,
જીવન જાગીંદ્રરાજ, મહારાજ રાજેહે. ૩૪

કવિત:—પ્રથમાક્ષરે નામ !

---

મહાદેવ દયાસિંધુ દીન બંધુ ભોળા શંભુ,
હાથમેં ત્રસુલ ત્રયસુલ હરનારેહો;
રાજે બાલ બિધુભાલ લોચન બિશાલ લાલ,
જગદીશ અહીશ કે, અલંકૃત ધારેહો;
શ્રી ભ્રાતા કંઠ ધારે નીલકંઠ નામ ન્યારે,
નાગંબર શોભે પાર્વતી પ્રાણ પ્યારેહો;
નમન કરત કવી માડનહે મોદ તાકો,
જીવા જીવ સ્વામી ઇષ્ટ શંકર હમારેહો. ૩૫

સવૈયા:—પ્રથમાક્ષરે નામ ઠ

---

નાગ અલંકૃત અંગ ધરે ઉપવીત અહીરા નાગાંબર ધારી,
નગ્ન જટીલ ચરાચર નાયક ગંગ જટા જુકિહે અગહારી;
જીજત આનંદ સાગરમેં સુખ સંપત વંછિત મંગલકારી,
ભાગ્ય ઉદે રટ માડન શંકર પારવતી પતિ દેવ પુરારી. ૩૬

---

દોહા:—શ્રી શિવ સ્તુતિ !

---

ગંગ જટા શશી ભાલમેં, અંગાભરણ અહીશ !
આસુતોષ જન દોષ હર, જય મહેશ જગદીશ. ૩૭

વંછિત મોદ. વિનોદ પ્રદ, સુરનર મુનિવર સેવ;
કૈલાશી કલ્યાન કર, હર હર હર મહાદેવ ! ૩૮
માઠન રટ મહાદેવકો' હર ત્રશુલ ધર હાથ;
દીનબંધુ ! સુખ સિંધુ શિવ, હે અનાથકે નાથ. ૩૯
માઠન દુરલભ મનુશ તન, મિલવોહે મુસ્કેલ;
શૈલ્યપતી તનુજાપતી, શિવ રટ સબ સુખ સેલ. ૪૯
માઠન સુમિર મહેશકો, મન વંછિત સુખ મોજ;
ચાર પદારથ દેતહે, સંગ બસત ગત રોજ. ૪૧
પ્રાન મુની રસ શુક્ર ચખ, મનહર માધવ માસ;
પુનમ ગુરૂ પ્રમોદકર, પુરણ ગ્રંથ પ્રકાચ,

---

हरि ॐ शांतिः शांतिः शांतिः

ઇતિ શિવમ.

---



દોહા.

મંગલ મોહન મૂરતી, મંગલ મોહન બેન;
મંગલ મોહન બાંસૂરી, બિસરત નહિ દિન નેન. ૧
મંગલ ચિતવન મોહની, ચિતરંજન ચિતચોર;
ગોપીજન ગુન ગન રટે, મેઘ બપૈયા મોર. ૨
કુંજ બિહારી કરિ કૃપા, વિધ વિધ કરન વિલાસ,
પ્રીતમ સદન પધારીએ, આયો કાર્તિક માસ. ૪

છંદ ત્રભંગી:—માત્રા ૩૨ " ૧૦-૮-૮-૬ "

કાતી શુભ આયે, શીત સુહાયે, બસન બનાયે, મન ભાયે,
દંપતિ સુખપાયે, હિય હરખાયે, મદન સવાયે, તન છાયે;
બરષા રૂત જાયે, કમલ કુમાયે, કાશ કુલાયે, સરિતાસં,
મોહન ઇનમાસ, આઇએ આશ, કરન હુલાસ, વ્રજવાસં. ૧
માગીશર માહી, જાડ જનાહી, પવન બહાહી, ઉતરાહી,
તંબોલ ચવાહી, પીવન ચાહી, અંતરમાહી. ભભકાહી;
પ્યારીનિજ શાહી, હિયહુલાસાંહી પ્રેમ બછાહિં, કરિહાશં,
મોહન ઈન માસ, આઈએ આશ, કરનહુલાસ વ્રજ વાસં. ૨
પોસન પટુલાલં, પોહતસાલં, દુપટદુસાલં, તિન કાલં,
વિષધર મનીવાલં, અહિ વિકરાલં, રહત ખુશાલં મૈયાલં;
ગુંજન ધરમાલં, હંસ કૃપાલં, રહત, ક્યાલં, બલી પાસં.

મોહન ઇન માસં, ઑઇંયે આશં, કરન હુલાસં, બ્રજ બાસં. ૩
માહે મદમાતી, વસંત બધાતી, નેન નચાતી, મુશકાતી,
હિયમેં હરખાતી, તન પ્રફુલાતી, સરસ સુહાતી, મુખ ગાતી;
બોલત મૃદુબાતી, હશત હશાતી, બોત બછાતી, અભિલાસં
મોહન ઇન માસં, આવન આશં, કરન હુલાસં, બ્રજ બાસં. ૪
ફાગનમેં હોરી, ખેલ જમ્યોરી, ગાવત ગોરી, તન ગોરી
નિજ નિજપતિ સોંરી, કરબર જોરી, રંગ ભર ઓરી, ડાર્યોરી;
અત્તર છરકયોરી, પટ ભિજયોરી, રસ ઉમગ્યોરી, બાલાસં,
મોહન ઇન માસં, આયો અવાસં, કરન હુલાસં, બ્રજબાસં. ૫
ચૈતર સર પાની, નિરમલ જાની, કુમુદ ફુલાની, બિકશાની,
તાકોં પ્રિય બાની, અલિ સુરતાની, કરત ગુંજાની, ગહરાની,
કોકિલ સુરઠાની, લતાબિટાની, બોલત બાની, ખ્યાલાસં;
મોહન ઇન માસં, ઑઇંએ આશં. કરન હુલાસં, બ્રજબાસં. ૬
બૈસાખ બહારં, બાગ મજારં, ચઢે પુહારં, છટકારં;
ફૂલન ભભકારં, મનુસર મારં, ભંમર અપારં, ગુંજારં;
પરિભ્રત સુર સારં, કરત ઉચ્ચારં, બહુત બયારં, ત્રય તાસં
મોહન ઇન માસં, ઑઇંએ આશં, કરન હુલાસં, બ્રજ બાસં. ૭
જેઠેં બનબેલી, જુગત જમેલી, બહુત ખુલેલી, ચંમેલી,
નારંગ નારેલી, દ્રાખ પકેલી, અંબ અંબેલી, ફૂલ ફેલી;
પ્રીતમ અલબેલી, કરત સુકેલી, બૈઠ હવેલી આગાસં
મોહન ઇનમાસં, ઑઇંએ આશં, કરન હુલાસં બ્રજબાસં. ૮
અષાઢ મનોરં, દામની દોરં, ચાતુક સોરં, ચિત ચોરં,
બરષત ચહુંઓર, ગરજ ઘોરં, દાદુર મોરં ઝિંગોરં;
સરિતા જલ જોરં, તરૂવર તોરં, પુલ તારાં,
મોહન ઇન માસં, ઑઇએ આશં, કરન હુલાસં, બ્રજ બાસં. ૯

શ્રાવન સરસાઇ, ઘટા ચઢાઇ, બાદલ આઇ, બરસાઇ,
ગુનીજન મિલગાઈ કિશન બધાઈ, બાજ બજાઈ, હુલસાઇ;
હરિજન હરખાઈ, દરશન પાઇ, ઝુલત કન્હાઇ ઝુલાસં,
મોહન ઈન માસં, આઇએ આશં, કરન હુલાસં બ્રજબાસં. ૧૦
ભાદ્રુ મન ભાયં, ઘટા ચઢાયં, લલિલ સુહાયં, બનરાયં, -
બાદલ છવરાયં, ભાન છુપાયં, પુર ચલાયં, સરિતાયં;
બેલી બલ પાયં, તરૂ લપટાયં, મનુ દરશાયં, કૈલાસં,
મોહન ઈન માસં, આઇએ આશં, કરન હુલાસં, બ્રજબાસં. ૧૧
આસુ નરનારી, ઉમંગ અપારી, સુદન સુધારી, સુખકારી,
ભૂષન ચલકારી, પહિરત પ્યારી, સુંદર સારી, તન ધારી;
આવત દીવારી, દીપ હજારી, કરતહિ ભારી, પરકાશં,
મોહન ઇન્દિમાંસ, આઈએ આશં; કનહહુલાસં, બ્રજબાસં. ૧૨
પુરૂષોતમ પાસા, સફલ દિલાસા, અસ્ત ઉદાસા, કર કપાસા,
આનંદ આવાસા, નાથ નિવાસા, બઢબિલાસા, ઉર આશા;
બરને યહ માસા, દેવીદાસા મનહર પ્રાસા, બ્રજ ભાસા;
મોહન ઇન માસં, આયે અવાસં, કરન હુલાસં બ્રજબાસં. ૧૩

---

છપય.

નિજ દાસન હિત કરન, ધરનપર જ્ઞાન, બઢાવન;
ગાવત વ્રજપતિ ગાથ, નાથ કલિ દોષ નસાવન;
પાવન કરહુ પતીત, પ્રીત અનુચરપર કીજે,
લીજે જગ જશ સરસ, દરશ કરૂણાકર દીજે;
પુરન કૃપાલ ગોપાલ પ્રભુ. આયે અબ સંકટ હરન,
કર જુગલે જોર દેવો કહે, જય જય જય અસરન સરન. ૧

## સર્ટિફિકેટ.

મ્હારા મિત્ર શ્રી કચ્છ બાબલેશ્વર નિવાસી મિ. માડણભાઈ મેઘરાજ તરફથી તેમણે રચેલા " રાગ રત્નરસ માલિકા "નામના પુસ્તકમાંના પદો પૈકી અમુક મને ગાઈ સંભળાવતાં તે ખરેખર ચિત્ત,આકર્ષક અને ભક્તિભાવથી ભરપૂર છે. આવી રીતે નિ-વૃત્તિનો સદુપયોગ કરી સમાજની ખ્યાતિમાં આવવા હીંમત કરી જે સાહસ ઉઠાવ્યો છે, તે માટે હું મારા ખરા અંતઃકરણથી તેમને મુબારકબાદી આપું છું.

લી.

શ્રી કચ્છ પત્રીની
તારીખ ૨૬ મી. મે.
સને ૧૯૧૯.

હું છું તમારો સુભેચ્છક,
**લક્ષ્મીદાસ દયાળ મહેતા.**
માસ્તર પત્રી કચ્છ.



॥ ૐ ॥

# અગાઉથી આશ્રય આપનાર ઉદારાત્મા સદ્ગ્રહસ્થોના નામો:—

--ɛ:ɛ:ɛ:э:э:э—

## મુંબાઇ.

૨૦ રા. રા. શેઠ શ્રી કાંનજીભાઈ જાદવજી
૧૦ શ્રીયુત જોશીજી નાનજીભાઇ ભાણુજી
૧૦ ખત્રી વીશનજીભાઇ ભાણુજી
૧૦ ભાવસાર તુલશીદાસભાઇ લધા

## માતાજીની તુંબડી—કચ્છ.

૧૦ રા. રા. શેઠ શ્રી હંસરાજભાઈ નારાણુજી
૫ હોથી અદાભાઇ કેશરજી

## પુંનડી.

૫ શ્રીયુત જાડેજા શ્રી ખાનજી જાલમસિંહજી
૫ જાડેજા શ્રી માધવસિંહજી સમરાજી

## બલધીયા.

૧૦ શ્રીયુત આચેશ્રા શ્રી બાલનાથજી

## કેરા.

૧ કણબી વાલજી વીરજી હાલાઇ

## કુંણુઝરા.

૧ જાડેજા સાંગાજી કેશરજી

## વાઘોરા.

૧ ભટ વીસનજી દેવરામ મોરલીમનોહરના પુંજારી
૧ ગું દોલતગીરજી લખમણગીરજી

## કચ્છ પત્રી.

૧૦ મહેરબાંન રા. રા. ઠાકોરશ્રી ભગવતસિંહ વિ. પ્રતાપસિંહજી

## કોઠારા.

૫ શા. શામજી આસપાર

## ટપર.

૨ જોસી વેલજી વાલજી

## લોંડીયા.

૨ બારોટ જગરભાઇ મુરભાઇ
૨ બારોટ નાથાજી મુરભાઇ

## હાવા.

૨ બારોટ વીશાભાઇ દેદલભાઇ

## ખેડોઇ.

૫ રા. રા. ઠાકોરશ્રી ઊમેદસિંહજી રતનસિંહજી
૨ ભીમાણી સુરતાંણજી સુમરાજી
૨ „ કુડધરજી મેરજી
૨ „ હેમતસંગજી જેસંગજી
૨ „ તખતસીંહજી પતાજી
૨ „ ખાંનજી ગોવીંદજી
૨ „ ભુરભા ધનરજી
૨ „ સુરજમલજીનાં વીધવા બા શ્રી સુરજબા

૧ ઠાકોરજીના પુજારી રાધીકાદાસજી રામદાસજી
૧ સેવક જદુરામ દામોદર
૧ મેરાઈ રતનજી ખેતા
૧ સોની પોપટ માધવજી

## ખંભરા.

૨ મી. જેઠાભાઇ ભીમજી
૨ મી. વીરજીભાઇ વરજાંગ
૨ મી. મનજીભાઈ પરબત્તભાઇ
૨ મી. પરબત્તભાઇ માવજી
૨ મી. રણછોડભાઇ માવજી
૨ મી. રઘુભાઇ ભીમજી
૨ મી. રાંમજીભાઇ હરદાસ
૨ મી. કૃષ્ણભાઇ ખેંગાર
૨ ત્રીપાટી મયારામભાઇ વિ. ગોપાલજી
૨ સોની દેવજીભાઇ પ્રેમજી
૨ સોની કલ્યાણજી હીરજી
૨ મહારાજ જગજીવન પ્રાણજીવન
૨ મી. હીરાભાઇ રાજાભાઇ
૨ મી. લધુભાઇ ખેતાભાઈ
૨ મી. ભવનભાઇ જગમાલ
૨ મી. દાનાભાઇ ખેંગાર
૨ મી. માવજીભાઇ જુઠા
૨ મી. માધવજીભાઇ નાથા
૨ મી. સાંમજીભાઇ ગોકુલ
૨ ઠા. મેઘજી મોરારજી
૧ મી. નારાણ લાલજીભાઇ
૧ મી. ભનુ રઘુભાઇ
૧ મી. હીરા ખીમજી
૧ મી. ગોવાભાઇ બારા
૧ મી. માધવજી ગોવા
૧ મી. રાજા વરજાંગ

## અંજાર.

૫ શ્રીયુત સ્વાંમી શ્રીજીદયાનંદજી શ્રી ગુરૂ બ્રહ્માનંદજી ઊર્ફે મુંડીયાવાળા
૨ માહારાજ શ્રી આશારામજી રામચરણદાસજી વૈષ્ણવ
૨ માહારાજ શ્રી લક્ષ્મીદાસજી શ્રી ગુરૂ નારાંણદાસજી વૈષ્ણવ
૧ કંસારા દેવકરણ સુંદરજી

## દેવરીયા.

૫ મી. રતનાભાઈ મેપા

## નાગલપુર.

૨ મી. લધાભાઇ કચરા
૨ મી. જેઠાભાઇ સુરજી
૩ જાડેજા બનેસંગજી કરશનજી
૧ જાડેજા જાલમસંગજી પતાજી
૧ કુમારશ્રી ભુપતસંગજી જેઠુજી
૧ રાવલ રામજી દેવજી
૧ રાવલ જીવરામ દેવજી
૨ ઠા. મુરારજી દેવજી
૧ માસ્તર નાનાલાલ ભગવાનલાલ
૧ શા. માણેક કચરા નિ. દેશલપુર
૧ શા. જેતસી દેરાજ
૧ શા. ખેતસી કરમસી
૧ શા. કેશવજી લખમસી
૧ શા. પ્રેમજી હંસરાજ
૧ દવે ઝવેરીલાલ જટાશંકર
૧ શા. ચના લખમસી
૧ જાડેજા સુલતાનજી વખતસંગજી
૧ રંગીલદાસ પ્રજારામ
૧ શા. ત્રિસનજી જેવંત
૧ કણબી નારાણ દેવશી

૧૦ દેશાઇ પોપટભાઇ વાં. ખોડીદાસ
૧ ખોજા રાશીદભાઇ અલારખ્યા.
૧ રાજગોર પુંજા ધનજી

પત્રી.

૨૫ રા. રા. સ્નેહી સિરતાજ જાડેજાશ્રી અજીતસિંહજી રાયજી
૧૦ રા. રા. જાડેજા શ્રી પચાણજી સાંગાજી
૧૦ રા. રા. જાડેજા શ્રી લાધાજી સાંગાજી
૨ રા. રા. જાડેજા શ્રી રાએધરજી ઉમરસિંહજી.
૧ કુમારશ્રી અભયસિંહજી વિ. મદારસિંહજી.
૫ રા. રા. પત્રી સ્કુલ માસ્તર લક્ષ્મીદાસભાઇ દયાલ.
૫ શેઠ સામજીભાઇ ઉમસીભાઇ
૫ શેઠ હરીરામ લીલાધર
૧ સ્વામીશ્રી શંકરગિરજી ગુરૂ હીરાગિરજી
૧ શા. કચુભાઈ ખીમજીની કંપની
૧ શા. ઉમરશી જેઠાભાઇ
૫ શેઠ લીલાધર કાનજીભાઇ કાર્યભારી
૧ મી. મોરારજી વિ. દામોદર જોશી
૨ જાડેજા શ્રી દેવાજી રામસંગજી
૧ મારાજશ્રી રણછોડભાઇ જેઠા. પત્રી
૧ મારાજશ્રી પુંજાભાઇ ધનજી. વાંઢી
૧ રાજગર કાનજી ભવાનજી. પત્રી
૨ શેઠાશ્રી હજુજી દેશાજી વડઝર જાગીરદાર

૩ શેઠા કુમારશ્રી પ્રતાપસંગજી ખેતાજી વડઝર જાગીરદાર
૨ મક દેવશી ગોપાળજી કામદાર
૨ ઠા. નારણજી રતનશી કોઠારી
૨ ઠા. શવજી મોરારજી
૨ ગાંધી પોપટ જીવરાજ
૨ ગાંધી વેલજી નાગજી
૨ ગાંધી શવજી લધા
૨ શા. વેલજી મેઘરાજ
૨ ઠા. મુરજી લધા માજી કામદાર
૨ ઠા. કુકુભાઇ લાલજી માસ્તર
૨ ઠા. મુરજી કલ્યાણ મેઘજી
૧ શેઠ દેવજીભાઈ મુરજી ઠક્કર વડઝર
૧ શેઠ વેલજીભાઇ કાનજી બગડાવાલા
૧ શા. શામજી શવજી વડઝર
૧ ઠા. લીલાધર મેગજી ,,
૧ શા. વાધા માણક ,,
૧ રાજગર ભાણજી વશનજી ,,
૧ ઠા. મનુભાઇ મુરજી ,,
૧ ઠા. કલ્યાણજી ખજુર ,,
૧ ઠા. મુરજી કાનજી ,,
૧ ઠા. કારા ભીમજી ,,
૧ ઠા. પ્રાગજી મેઘજી ,,
૧ ઠા. ખેરાજ મેઘજી ,,
૧ ઠા. કાનજી લાલજી ,,
૧ ઠા. જીવરાજ લાલજી ,,
૧ ઠા. જાદવજી હરભમ ,,
૧ ઠા. ભીમજી હરભમ ,,
૧ શા. ઠાકરશી શવજી ,,
૧ શા. પાશવીર લખમશી ,,

# શુદ્ધિ પત્ર.

| પ્રષ્ટ | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૯ | ૫ | ગવિ | કવિ |
| ૪૯ | ૧૮ | બોલો | બોલો |
| ૫૦ | ૫ | કરૂતા | કરૂણા |
| ૫૬ | ૧૮ | મોત | મોદ |
| ૫૭ | ૩ | નથી તે લખવી | દાન માન સનમાન |
| ૫૭ | ૨૨ | બાતમેં | બાતન મેં |
| ૫૯ | ૫ | જાગીંદ્રરાજ | યોગીંદ્રરાજ |
| ૫ | ૧૬ | અહીરા | અહીશ |
| ૫૯ | ૧૮ | જીજત | જીલત |
| ૬ | ૯ | ગત | ગન |
| ૬૫ | ૧૧ | પ્રકાચ્ય | પ્રકાશ |
| ૬૨ | ૨૨ | સરિતા જલ જોરં તે પછી નથી તે? | કરત કિલોરં |
| ૬૨ | ૨૨ | તારા | નાશં |
| ૬૩ | ૬ | લલિલ | લલિત |
| ૬૭ | ૩૦ | નથી લખેલ તે લખવું | ૨૫ વડઝર કારભારી આદમભાઈ ઓશમાણભાઇ બારડ |